# કાવ્ય ચર્ચા.

એટલે

કવિતા, નાટક, સંગીત, નૃત્ય વગેરે કાવ્ય

સંબંધી વિચારો.

" वाक्यं रसात्मकं काव्यं "

( विश्वनाथ कविराज )

રચનાર.

## નારાયણ હેમચન્દ્ર.

અમદાવાદ

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપી.

સને ૧૮૯૫.—સંવત ૧૯૫૧.

કીં. ૦-૫ ૦ ૦

# અર્પણ પત્ર.

## શ્રદ્ધાસ્પદ નરસિંહરાવ ભોળાનાથ, બી. એ.

તમારા કાવ્યોની રચનાથી હું વારંવાર આનન્દ પામ્યુંછું. કવિમાં જે ખરેખરાં લક્ષણો જોઇએ તે તમારામાં પૂર્ણપણે જોઉછું, તેથી આ લઘુ પુસ્તક તમને અર્પણ કરવું યોગ્ય સમજાુંછું. જો કે આ પુસ્તકમાં કંઈ વધારે જોશો નહિ, પરન્તુ પ્રેમની ખાતર એકવાર દૃષ્ટિ ફેંકશો તો હું પોતાને કૃતાર્થ થયેલો સમજીશ.

**લંડન,**
તા. ૧ જૂન ૧૮૯૩

તમારો
**નારાયણ હેમચંદ્ર.**



# પ્રસ્તાવના.

ઇશ્વરે આપણને શોભાનુભાવકતાની વૃત્તિ આપી છે, તેથી આપણે સુન્દર વસ્તુઓ, સુન્દર ચિત્રો અને સુન્દર કાવ્યો જોવા ઇચ્છીએ છીએ, અને તે જોવાથી સુખ ઉપજે છે. તેથી જ આપણે કાવ્યને આદર કરીએ છીએ. કાવ્ય, નાટક તથા નવલકથા સારાં હોય તો મનને ઘણો આનન્દ થાય છે. જો ખરાબ કાવ્ય હોય તો આપણને બહુ ધિક્કાર છુટે છે, તેમ જ લખનારને ધિક્કારીએ છીએ. કાવ્યના સારા નરતા ઉપર આપણું સુખ દુઃખ ઘણે ભાગે રહેલું છે. તેથી આ પુસ્તકમાં કાવ્યની ચર્ચા કરીને દેખાડવાનો યત્ન કર્યો છે કે કિયું કાવ્ય વાંચવાથી સુખ ઉપજે છે અને કિયું કાવ્ય ખરાબ પંક્તિમાં ગણાય છે? તેમ જ સંગીત, નાટક, નૃત્ય, નાટક ભજવવા વગેરે ઉપર વિચારો દર્શાવીને કાવ્યનું મહત્વ સિદ્ધ કરવાનો યત્ન કર્યોછે. અને કવિની મોટાઈ પણ જણાવીછે.

આ પુસ્તક રચવામાં પુષ્કળ અંગ્રેજી બંગાળી પુસ્તકોનો આધાર લીધો છે એ કહેવું બાહુલ્ય માત્ર છે. આ પુસ્તકથી કોઈને પણ કાવ્યનું મહાનપણું જણાય અને તે પ્રમાણે કરવામાં ગુંથાય તો શ્રમ કરેલો સફળ થયલો જણાશે.

લંડન, બ્રિટિશ મ્યુઝીયમ લાયબ્રેરી, ૧-૬-૯૩ — નારાયણ હેમચંદ્ર

# અનુક્રમ.

# काव्य चर्चा.

## કવિતાની પ્રસંશા.

કવિતા પ્રકૃતિનું સ્તુતિગીતછે. કવિતાની એન્દ્રજાલિકિ શક્તિની આગળ સર્વ પરાજય પામે છે. કવિતા અભિમાનને વિનમ્ર કરેછે, સપ્ત હઇડાવાળાઓને કોમળતામાં આણે છે. ભયાનક બંધુની અને કર્કશ પ્રકૃતિ પણ એના સ્પર્શથી દર્પણની પેઠે માર્જિત અને લીસી થઈ જાયછે, સ્વાર્થપરતા અને પરશ્રીકાતરતા વગેરે પિશાચોને એ બાળી નાંખે છે અને હૃદયના છુપા મહાનભાવોને અગ્નિ લાગેલા દારૂની પેઠે સળગાવી દે છે. કવિતાની મોહક શક્તિ કોણે અનુભવી નથી ? કવિતાના સ્વર્ગીય મહિમાની સ્તુતિ ગાતાં પ્રશસ્ત સહૃદયી કોલરિજે કહ્યું છે કે "મેં મારા પોતાના જીવનથી જોયું છે કે કવિતા પોતે એનું મોટું ઇનામ આપેછે; એણે મારા દુઃખ યાતનાની વેદના દૂર કરીછે; મારા સુખોને પણ માર્જિત કરી બમણાં વધાર્યાં છે, કવિતાના

પ્રસાદથી વિજન સ્થાન પણ મારી આગળ પરમ રમણીય વેશ ધારણ કરેછે; કવિતાની કૃપાથી મારી આંખની આગળ સર્વ પદાર્થમાંથી એનો ઉત્તમ અને સુન્દર ભાગ શોધી લીધોછે."

કવિતા કહેવાથી અમે દૂષિત કાવ્યોને લક્ષ કરતા નથી. દૂષિત અને કલંકિત કવિતા, પ્રકૃતિની વિડમ્બના સ્વરૂપછે, તે કવિતાના નામના અધિકારી નથી. જેઓ પ્રકૃતિના પ્રિયપુત્રો છે, કુદરતે જેઓને પોતાના અક્ષય ભંડારમાંનાં છૂપાં રત્નો આપ્યાં છે; જેઓનાં લોકોત્તમ લોચને માનવ હૃદયનાં ગૂઢતમ સૌન્દર્ય જોયાંછે; કલ્પનાની સોનાની પાંખથી ઉડીને જેઓ સ્વર્ગ, મર્ત્યમાં ભ્રમણ કરવામાં સમર્થ થયાછે; અને ભાષા મંત્રબળથી વશીભૂત થઇને પીંછીની પેઠે જેઓના હાથમાં રહેલી છે, તે જાતના કવિઓનું લખતું એજ ખરી કવિતા છે. તેવી કવિતાના સોબતી થયાથી આપણે પર્વત ઉપરથી પ્રાચીન ઋષિ વાક્ય સાંભળીશું, ચંદ્રમાની રુપેરી કાન્તિમાં ઈશ્વરનું આશાવાળું પ્રેમ મુખ જોઇશું, મધુર અવાજ કરતી નદીથી અને હવાથી ડોલતા ઝાડની સાથે બ્રહ્મસંગીત ગાઇશું, પક્ષીઓની પાંખોમાં

ઇશ્વરનું ચિત્ર નૈપુણ્ય જોઇને તેનું વારંવાર ધ્યાન કરીશું અને વિશ્વને ભૂલીને વાક્ય મનના અગોચર એક આશ્ચર્યકારક આનન્દરસમાં નાહીશું.

## કવિતાનાં લક્ષણ.

સાહિત્યક્ષેત્રમાં ફરવું હોય તો કવિતાનાં ખરા લક્ષણો હૃદયપટ ઉપર સ્પષ્ટ રીતે કોતરી રાખવાં જોઇએ કેમકે સાહિત્યની આદિમ અવસ્થામાં માનવ હૃદય કવિતારૂપથીજ વિકાસ પામેછે, કવિતાજ સાહિત્યનું જીવન છે, કવિતા જ સાહિત્યનું ભૂષણ છે, કવિતાની પ્રકૃતિ અને ઉદ્દેશ સારી રીતે નહિ સમજીયે તો સાહિત્યક્ષેત્રમાં ફર્યાથી કદાચ આપણે પ્લેટોના કહેવા પ્રમાણે કવિઓને દેશમાંથી કાઢવા ચાહીશું, નહિ તો હાલના ગુજરાતી વાંચનારની પેઠે ચઉદ અક્ષર જોયાથી ઉન્મત્ત થઈ પડીશું.

સાહિત્યદર્પણનો કર્ત્તા કહેછે કે **'જે રસાત્મક વાકય તે જ કાવ્ય છે.'** પરન્તુ કેટલાક અંગ્રેજીથી કવિતાના લક્ષણો જાણનારા માનતા નથી. તેઓ કહે છે કે તેમ જો હોય તો ભાષણ કરનારનું ભાષણ અને કવિની કવિતા એક જ પદાર્થ થાય. સાહિત્યદર્પણ-

કાર તેનો જવાબ આપે છે કે '**જો ભાષણ કરનારનું વકતૃત્વ રસાત્મક હોય તો તે વકતૃત્વ પણ કાવ્યછે**.'

કેટલાક અંગ્રેજી પુસ્તકો વાંચીને ભૂલાવામાં પડેલા કહેછે કે જે છંદોમયી રચના વાંચ્યાથી મનમાં કોઈ વિશેષ મૂર્તિ દેખાય અથવા કેટલાક ભાવ ઉત્પન્ન થાય અને તે પ્રતિમા અથવા ભાવ આવિર્ભૂત થયાથી હૃદયની કોમળતર રસો ઉત્તેજિત થાય, તે રચનાને જ કવિતા કહેવાય" પરન્તુ ઉપલી વ્યાખ્યાથી અમે તૃપ્ત થઈ શકતા નથી. ઉપલી વ્યાખ્યાનું વિવેચન કરવાની પહેલાં કોમળતર રસ કોને કહેછે તે સમજાવવું જોઇએ. આટલું તો બધા કબૂલ કરશે કે, સર્વ રસો બે ભાગમાં વહેંચાયલા છે. કેટલાક કોમળ અને કેટલા ઉગ્ર અથવા કદર્ય કરુણ તથા શાંતિ, અથવા ભક્તિ તથા પ્રેમ–આ સર્વ કોમલ–વળી વીભત્સ અથવા રૌદ્ર તથા ભયાનક વગેરે રસો કદર્ય અથવા ઉગ્ર–તેથી અંગ્રેજી Finer Sensibilities એટલે કોમલતર રસો ઉપર લખેલા બે વિભાગમાં વહેંચાઈ જાય.

આ સર્વ કારણથી અમે પહેલાં લખ્યુંછે કે ક-

વિતાના સ્વરૂપના નિરૂપણના વિષયમાં તેઓથી અમો કોઈ રીતે તૃપ્ત થઈ શકતા નથી. અમે આખી ઉમ્મરથી મહાકવિઓની દિવ્ય કલ્પનાથી તૈયાર કરેલી પ્રતિમાઓ હૃદય-મંદિરમાં પ્રતિષ્ઠિત કરીને અમે પોતાને ચરિતાર્થ થયેલા સમજતા આવીએ છીએ. આખી દુનિયાના સર્વે જે પ્રતિમાઓને આદરથી પૂજા કરવામાં પણ પોતાને ગૌરવવાન સમજતા આવેછે, તે પ્રતિમાઓના ધ્યાનથી અમારી સુખની વેળાયે સુખની વૃદ્ધિ અને દુઃખની વેળાએ દુઃખની શમતા અનુભવીએ છીએ, તે પ્રતિમાને આજે અમે કેવી રીતે ઉપરના કહેવા મુજબ અકિંચિત્કર પ્રલાપ સાગરમાં વિસર્જન કરીએ? પ્રકૃતિના મુખ ઉપર દર્પણ ધરવું જો ખરા કવિનું કામ થાય, અન્તર્જગત્ અને બહારનું જગત્-એ બે જો ખરી રીતે કવિતાને તાબે થાય તો બીજા સઘળા રસો નકામા થઇને કોમલતર રસો કેવી રીતે ચઢે તે અમે સમજી શકતા નથી. મહાકવિ શેક્સપિયરે ફૉલ્સટાફ ઉત્પન્ન કરીને તે જગજ્જનના ધન્યવાદને પાત્ર થયોછે, આરલિના કહેવા મુજબ જે ફૉલ્સટાફ મનુષ્યની પ્રમોદ સીમા લાંબી અને

પહોળી કરીછે" તે ફૉલ્સટાફને કેમ આજે આપણે કવિત્વનું એક હદપારનું દૃષ્ટાન્ત ન કહેતાં મુગા રહીશું ? માલતી માધવમાં શ્મશાનનું વર્ણન, વેણીસંહારમાં રાક્ષસ રાક્ષસીનું બોલવું, મિલ્ટનની મૃત્યુ તથા પાદની કલ્પના, દાન્તનું નરકવાસી ઈઉગોલાઇનોનું વૃત્તાન્ત એ સર્વ તીવ્ર વીભત્સ રસાત્મકછે–પરન્તુ કોણ આજે કોમળતર વૃત્તિની ખાતર આ સર્વને કવિતાની સીમાથી દૂર કરવાને હિમ્મતવાન થશે ? વળી શેક્સપિયરના મકબેથ જ્યાં તે કાટવાળા ખેતરમાં અદ્‌ભુત આકારની ત્રણ ડાકણીઓને એકઠી કરી છે, જ્યાં તેઓએ પોતાના ઉપરી હેકેટીની જોડે પૈશાચિક મહામંત્રો એકે અવાજે ઉચ્ચારણ કરતાં કરતાં આગ સળગાવીને અદ્‌ભુત વસ્તુઓ નાખી દઇને અદ્‌ભુત ભાવથી નાચેછે, જ્યાં આખરે ઉન્મત્તના જેવી મૅકબેથ આવીને હે છદ્મ ચારિણિ અન્ધકરમયી નિશાચર ડાકણો કહીને તેઓના નૃત્ય ગીતમાં હરકત નાંખવાનો યત્ન કરેછે, જ્યાં વસન્ત આગમાંથી સુન્દર માથાઓ વખતો વખત નીકળીને તરત અન્તર્હિત થાયછે, ત્યાં આપણા હૃદયની ક્રિયા કોમલ રસની ઉત્તેજના થાય છે ?–

તે વેળાએ શું ભયાનક, વિસ્મય, વીભત્સ ઈત્યાદિ કેટલાક કઠોર અકોમલ રસ એકઠાં થઇને શુંઆ-પણા હૃદયને કંપાયમાન કરતા નથી? પરન્તુ કોઈ આજે હિમ્મતથી કહિ શકશે કે, મૅકબેથના આ ભાગો કવિતા નામને યોગ્ય નથી! ખરી રીતે કોઇ પણ મહાકવિ એક વિશેષ રસને કવિતાનું અ-દ્વતીય જીવન સમજતા નથી, સર્વ પ્રકૃતિ જ તે-ઓનું પ્રમોદનું ક્ષેત્ર છે, સર્વ પ્રકારના રસ જ તેઓ ને અપરિત્યજ્ય હોયછે; એટલું જ નહિ પણ શે-ક્સપિયરને પોતાની દૈવ પ્રતિભા હતી તેથી પણ તે સન્તુષ્ટ નહોતો, તે પ્રતિભા પ્રકૃતિની સીમા ઓ-ળંગીને અલૌકિક કલ્પના-ક્ષેત્રમાં વિહાર કરવામાં તે પાછો ફરયો નહોતો, વ્યાસ, હોમર, ડેન્ટી, મિલ્ટન્ એ સઘળા સ્વર્ગ, મર્ત્ય, નરક, પરિભ્રમણ ન કરતાં મુંગા બેશી રહી શક્યા નહોતા. એક તો આ પૃથ્વી જ નાની છે, તેમાં વળી કોમળતર રસની નાની સીમામાં જો કવિતાને સંકુચિત ભાવથી બાંધેલી રાખવામાં આવે તો કાવ્યની જરૂર શી? કવિની કીર્તિ ક્યાં? કલ્પનાનું પ્રયોજન શું? તેમ થયાથી કોઈ મહાકાવ્ય શું વાંચનારને તૃપ્ત કરી શકશે?

ખરૂં છે કે મહાકવિઓ ઘણું કરીને મહાકાવ્યમાં હાસ્યરસનું અવતરણ કરતા નથી. પરન્તુ તેનું એક વિશેષ કારણ છે કેટલાક રસોથી કેટલાક રસોનું સામર્થ્ય વધેછે, એ કારણથી મહાકાવ્યમાં નાના પ્રકારના રસો નાંખેલા હોયછે. પરન્તુ હાસ્યરસ સર્વ પ્રકારના ગંભીર રસોનો વિઘ્નકારક છે વાંચનારના હૃદય રૌદ્રરસથી ઉત્તેજિત હો, વળી ભયાનક રસ-થી ચલાયમાન હો, કરુણરસથી દ્રવીભૂત હો અથવા ભક્તિરસથી આનન્દિત હો, હાસ્યરસની ખરી અવતારણાથી હૃદય એટલું તો ઠંડુ થઈ જાયછે કે એ સર્વ ગંભીર રસની ઉદ્દીપન શક્તિ એકદમ વ્યર્થ થાયછે અને મહાકાવ્યનો ઉદ્દેશ નિષ્ફળ થઈ જાયછે. ફક્ત મહાકાવ્ય જ નહિ—નાટક, ખં-ડકાવ્ય, ગીતિકાવ્ય જે કોઈ રચનાથી કવિ વાંચ-નારના હૃદયમાં દેવ-પ્રકૃતિ ઉત્તેજિત કરવા ચાહે છે તે રચનામાં જ હાસ્યરસનો વિશેષ અભાવ જોવામાં આવેછે. મહાકવિ શેકસપિયર જે ફૉલ્સ-ટાફ તથા કાલિબાનનો ઉત્પન્ન કર્ત્તા છે જે ભ્રા-ન્તિ વિલાસના કર્ત્તા છે, તે જ વળી હૅમલેટ તથા મૅકબેથ તથા ઓથેલો અથવા લિયરમાં હાસ્ય

રસનું અવતારણ કરવામાં આટલો શા માટે સંકુચિત થયોછે? વળી ઉપલા નાટકમાં આપણે કેટલોક હાસ્યરસ મેળવીએ છીએ. પલોનિયસની મૂર્ખતા, દ્વારપાલનો કંટાળાનો ભાવ, કેશિઓની સુહામત્તતા વળી ઘેલાનું વાચાલપણું, એ સર્વ શું ઉપલા મહાનાટકના મુખ્ય ઉદ્દેશના પ્રતિપોષક નથી? એ સર્વ શું છલનામથી આલેયાના પ્રકાશની પેઠે ભીષણ શ્મશાનની ભીષણતા વધારે વધારતા નથી? પરન્તુ હાસ્યરસના થોડાકજ આભાસથી મહાકાવ્ય તથા મહાનાટકનો ગંભીર ઉદ્દેશ સાચવવો એ શેક્સપિયરના જેવા અસાધારણ કવિના શિવાય બીજા કોઇને પણ શું સાધ્યાયછે? કેટો અથવા વેનિસ પ્રિનીવંડ અથવા ફેયર પેનિટેન્ટમાં હાસ્યરસનો વાસ પણ કેમ નથી? કાલિદાસે શકુન્તલામાં ચાલતી આવેલી રીતિને ખાતર વેદૂષકની અવતારણા કરીછે ખરી, પરન્તુ શકુન્તલા નાટકનું ગાંભીર્ય જેટલું ગાઢતર થવા લાગ્યું તેટલું માધવ્યના વિદૂષકત્વનું ઓછું કરી તેમાંના સખ્યભાવનો વિકાસ કરવા લાગ્યો કેમ? એથી જ સમજાયછે કે મહા કવિઓ હાસ્યરસને કવિતાને માટે અયોગ્ય જાણતા

હતા એમ નહોતું, પરંતુ કદાચ રચના વિશેષના મુખ્ય ઉદ્દેશને હાનિ થાય એ કારણથી તેઓ તે તે રચનામાં હાસ્યરસનો પૂર્ણ પ્રભાવ પ્રકટ કરતા નહોતા. ખરૂં છે કે ભવભૂતિ તથા મિલ્ટનવગેરે કેટલાક મહાકવિઓની માનસ પ્રવૃતિ ગંભીરરસથી એવી ભરપૂર હતી કે, હાસ્યરસની તેઓ બીલકુલ ઉપેક્ષા કરતા જોવામાં આવેછે, પરન્તુ એથી તેઓના કવિત્વમાં કંઈ ઓછાપણુ થયું નથી, અથવા હાસ્યરસની પણ અવમાનના થઈનથી. ડિમોક્રિટીસ દુનિયામાં જે કંઈ જોતો હતો તેમાંજ હસતો હતો, હિરાક્લિટસ જગત્‌માં જે જોતો હતો તેમાં જ રોતો હતો, પરન્તુ જગત્‌ની ખરી પ્રકૃતિ સમજવી હોય તો ડિમોક્રિટસ તથા હિરાક્લિટસની એકઠી આંખથી જગત્‌ના દેખાવ જોવા જોઇએ. ખરેખર જ્યારે આપણે જોઇએ છીએ કે, આખી પ્રકૃતિ હાસ્યરસ તથા કરુણારસના મિશ્રણથી સર્વત્ર તરંગિત થાયછે–જ્યારે જોઇએ છીયે કે દરેક મનુષ્યના જીવનસૂત્રમાં જ હસવું તથા રોવુ એ બે ગાઢારૂપથી મળેલું છે, ત્યારે એક જ રસથી કવિતાની સીમા બંધાઈ જાય એ અનૈસર્ગિક નથી લાગતું?

ખરૂં છે કે હાસ્યરસની ફૂલની ઉત્પત્તિની શક્તિ ઘણી જ ક્ષણમાત્રની છે, ખરૂં છે કે કરુણરસના જેવો હાસ્યરસ મનુષ્યના હૃદયની દરેક નસોમાં પ્રવાહિત થતો નથી. ખરૂં છે કે આ જગત્માં દુઃખનો ભાગ વધારેછે, તેથી કાલ્પનિક દુઃખની તીવ્ર મૂર્ત્તિથી જગત્ના ખરા દુઃખ વિષયથી આપણને સર્વદા જાગ્રત રાખવા એ મહાકવિઓનું એક મોટી પ્રખ્યાતિનું સ્થલછે, પરન્તુ હાસ્યરસ કવિતાની મોહિની સીમાની બહાર છે તે વિશેષ યુક્તિથી સિદ્ધ ન થાય તો કોણ તે કબૂલ કરે ?

હવે અમે કવિતાના લક્ષણ વિષે બીજો દોષ દેખાડીએ છીએ. કાદંબરીમાં જ્યારે મહાશ્વેતા નિસ્તબ્ધ રાતે દાસીની માત્ર મદદ લઇને અભિસારિકા વેશથી પુંડરીકની પાસે જતી હતી ત્યારે બંધુ-વિયોગ-વિધુના કપિંજલનો કરુણ વિલાપ હૃદયના દરેક તંતુમાં પ્રવેશ થાયછે અને મન એકીવારે ઉદાસ થઈ જાયછે. પરન્તુ અંગ્રેજી ઉપરથી લખનારા તથા કહેનારાઓના કહ્યા પ્રમાણે કાદમ્બરી એ કાવ્ય નથી, કેમકે એ છંદોથી લખી નથી. જો તે છંદમાં લખી હોત તો ઉત્તમ કાવ્ય થાત !

અમે વળી જરા આગળ વધીશું. દરરોજ નીકળતા, અઠવાડિયે નીકળતા વર્તમાન પત્ર તેમજ માસિક પત્રમાં પુષ્કળ મર્મભેદી હત્યાકાંડના સમાચાર વાંચીએ છીએ. ઘણાક સમાચાર વાંચતાં વાંચતાં આપણા મનમાં અનેક પ્રકારની પ્રતિમા અથવા ભાવ જાગે છે, અને આપણા હૃદયમાં કોમલતર રસ ઉછળે છે. આ ખબરો કવિતામાં હોતી નથી, પરન્તુ તે જો ગદ્યરૂપમાં ન હોત અને પદ્યમાં રચાયા હોત તો નકલી લખનારાઓ તથા બોલનારાઓ તે ખબરો કવિતા નામને યોગ્ય ગણુત, અને ખબર લખનારાઓ પણ કવિની પ્રતિપત્તિ મેળવત!

## કવિ અને કવિતા.

પ્રાણને અને મનુષ્યને જે સંબંધ છે તેજ સંબંધ તેમ કવિતાને અને ભાવનેછે. ભાવમય કવિતાજ કવિતા છે, એ કોઇ ના કબૂલ કરશે નહિ. સર્વના અભિપ્રાય મુજબ કવિતાનો પ્રાણ ભાવ છે; એ વસ્તુ શી છે? દુનિયામાં એવી શી વસ્તુછે અથવા વાત છે કે, જે જોયાથી અથવા સાંભળ્યાથી આપણા મનમાં કોઇને કોઈ રીતે ભાવનો ઉદય થતો

નથી. કુતરો આપણા મોં તરફ જોઇને ભસે છે તેમાં પણ શું એક પ્રકારનો ભાવ નથી? પરન્તુ તેને તો આપણે કવિતા કહી શકતા નથી.

જો તેમ નથી તો કોને ભાવ કહીએ? જે ભાવ મધુર, સુન્દર, આદર્શ સ્વરૂપ છે, જે વિચારથી પ્રકૃતિના પ્રાણની સાથે આપણા પ્રાણની, સીમાની સાથે અસીમનું મિલન થાય, આખરે તે મેળાપના માર્ગ ઉપર આપણને લઈ જવાનો જે વિચારનો યત્ન હોય તે જ કવિતાનો ભાવ છે. જે કવિતામાં આવા વિચાર વધારે તેટલી તે કવિતા ઉત્તમ.

બાયરન પ્રવીણ ચિત્રકાર હતો. જગત્‌માં જે કંઈ તેણે દેખાડ્યું છે તે જ્વલન્ત ભાષામાં ચિતર્યું છે; બાયરન દુનિયાનો સખ્ત વિવેચન કરનારો હતો, વિવેચન કરવાની મતલબથી તેણે દુનિયાને બારીકીથી જોઈ હતી, તેની તીક્ષ્ણ દૃષ્ટિમાં જગત્‌નો પ્રાણ ભેદ થયો હતો, તેણે પોતાના પ્રાણમાં જ્યાં રત્ન મેળવવાની આશા કરી હતી ત્યાં લોઢાના કાંટાથી ભરપૂર જોઇ હતી; સંસારમાં પુણ્યને નામે પાપ, પ્રેમને નામે લાલચ, મંગળને નામે અમંગળની મૂર્તિ તેની આંખે પડી હતી. તેણે સંસારના ઉપર

વિશ્વાસ ગુમાવ્યો હતો. તેની સાથે જે કંઈ સત્ય, જે કંઇ મંગળ હતું તેના ઉપર પણ વિશ્વાસ ખોયો હતો. સંસારને તે કેવળ તિરસ્કારની આંખથી જોતો હતો એટલું જ નહિ પણ સંસારની ચંચળતામાં તેણે જ્યારે પ્રેમનો અપાર્થિવ ભાવ કલ્પનામાં આણ્યો હતો, ત્યારે કલ્પના કરતાં કરતાં તે એકદમ ચોંકી ઉઠયો, તે કલ્પના પોતાની કલ્પના માત્ર છે તે સમજીને તેણે કહ્યું હતું, તે અહિં ક્યાં ?

પ્રેમ કેટલી મોટી વસ્તુછે તે વિષય તે જાણતો હતો, પરન્તુ તેને વિશ્વાસ ઉપન્યો હતો કે, આ પૃથ્વીમાં તે મળતો નથી.

બાયરન અસામાન્ય બુદ્ધિમાન્ હતો તે કોણ ના કબુલ કરશે ? તેને અન્તર્ દૃષ્ટિની તીક્ષ્ણતાની ખોટ નહોતી, તથાપિ તે શેલીના કરતાં નીચી પંક્તિનો કવિ હતો. કેમકે તેની કવિતા પ્રાણુમય છે અને શેલીની કવિતા આત્મામય છે પરન્તુ શેલીની દૃષ્ટિ ઓર પ્રકારની હતી. તે સંસારથી બહાર થઇને જોતો હતો. અસીમતામાંથી સીમાને જોતો હતો. તે સંસારના જુલમથી પાપ તાપથી હાડે હાડે પીડિત હતો, તો પણ તેનાથી નિરાશ થઇ જતો

નહોતો, તેમજ તે વિશ્વાસ ખોતો નહોતો, કેમકે તે પોતાની દિવ્ય આંખથી, મિથ્યામાં સત્ય, સ્થૂલમાંથી સૂક્ષ્મ, પ્રાણમાં આત્મા જોતો હતો. મનુષ્ય માત્રમાં જ પૂર્ણ આત્મનો પ્રસાદ પસરેલો છે, કાળે કરીને એથી માણસ પૂર્ણતા મેળવેછે. આ દૃઢ પવિત્ર વિશ્વાસને લીધે તેની કવિતા વિશુદ્ધ થઇ છે.

બાયરનની દૃષ્ટિ જગત્ની હદ સુધી પહોચતી હતી. શેલીની નજર જગત્ના બહારના સત્ય રાજ્યમાં પહોચી હતી. અને આ જગાતીત રાજ્યની સાથે જગત્નું બારીક બંધન છે તે તેણે અનુભવ્યું હતું. ટૂંકામાં બાયરનની કવિતા સ્થૂલ જગત્ની છે, શેલીની સૂક્ષ્મ જગત્ની છે. બાયરને ભાવને શરીર આપીને કવિતા અમર કરી છે, શેલીએ શરીરને પણ ભાવ આપીને કવિતા અમર કરીછે, બેની શક્તિ અસીમછે, તો પણ બેઉની કવિતામાં આકાશ પાતાલ જેટલો ફરક છે.

ચરિત્ર ઘડવું એ જ કવિનો મોટામાં મોટો ઉદ્દેશ છે. ગમે તો કાવ્ય હોય કે નાટક હોય અથવા નવલ કથા હોય, તેમાં જો ઉત્તમ ચરિત્ર આંકવામાં નહિ આવે તો કેવળ વર્ણન અથવા કોઈ

રસના પ્રાધાન્યથી વાંચનારાઓને જેટલું જોઇએ તેટલું મનોહરણ કરી શકશે નહિ. મહાકવિ શેક્સપિયરને ચરિત્ર ઘડવામાં અદ્વિતીય તરીકે આજે આખી પૃથ્વી તેની પૂજા કરેછે, અને જ્યાં સુધી અંગ્રેજી ભાષા દુનિયામાં બોલાશે ત્યાં સુધી સર્વત્ર સન્માનની સાથે પૂજાશે. ભારતખંડમાં અસંખ્ય કવિયો હોવા છતાં ભારતમાં અને પૃથ્વીના બીજા સ્થળોમાં કાલિદાસનું આટલું માન, આટલું ગૌરવ, આટલો યશ કેમ છે? પશ્ચિમ ભણીનો કવિ લોપડી વેગામની જેટલી જોઇએ તેટલી નિપુણતા નહોતી તેથી અસંખ્ય નાટકો લખ્યા છતાં પણ તેના જીવની સાથે તેનો યશ ગૌરવ ચાલ્યો ગયો છે; હમણા તેના અસંખ્ય નાટકોમાંથી કેટલાં નાટક મળેછે? તેમાંથી કેટલાં નાટકો લોકો આદરથી વાંચેછે? ચિત્રકાર રંગ ફેલાઇને જ્યાં જે રંગ લગાડવાથી ચિત્ર ઉત્તમ થાય ત્યાં તે પીંછીથી રંગ લગાડીને ઉત્તમ ચિત્ર આંકે છે, તેમ કવિ પણ જ્યાં જે ભાવ પ્રકાશ કર્યાથી તેના વર્ણવેલા ચરિત્ર જનમંડળથી પ્યારાં થાય ત્યાં તેવો ભાવ પ્રકાશ કરી શક્યાથી તેનું ચરિત્ર ઉત્તમ થાયછે.

કવિના હૃદયના ભાવ કવિતામાં દીવાની પેઠે પ્રકાશિત થાયછે, અને પોતાની સોબતમાં જેઓને મેળવેછે, તેઓને પણ ઉજ્વલ કરી મૂકે છે. જેમ પ્રકાશ ઈશ્વરની દોલતછે, તેમ જગત્‌ની સાથે અન્તર્‌ના મેલાપને લીધે કવિ હૃદયનું જે ધન છે, તે જ કવિતાનો ભાવ છે. ઇશ્વરની આ દોલત જે જગાએ ઘણી હોયછે, ત્યાં પ્રકાશ પણ તેટલો પસરેલો અને ઉજ્વલ થાયછે,–તેમ વિશ્વ સંસારની સાથે પોતે જ્યાં જેટલો ગાઢો મળેલો હોયછે તેટલો આ ભાવ ગંભીરતાવાળો હોયછે. ટૂંકામાં છંદમાં વાક્યો જોડવાથી કવિ થઇ શકતો નથી, કવિત્વ એક અતીન્દ્રિય શક્તિ છે–જેનામાં આ શક્તિ જેટલી વધારે હોયછે તે તેટલો શ્રેષ્ઠ કવિ છે, તે તેટલો વધારે જગત્‌ના અંદરના ભાવ વીણીને જગત્‌માં સ્થાયી ઉપકાર કરવામાં સમર્થ થાયછે. એ વાસ્તે જ મહાકાવ્ય કાવ્યમાં શ્રેષ્ઠ ગણાયછે, એ વાસ્તે જ હોમરથી વાલ્મીકિ ઘણાં ઉંચ્ચાં આસન ઉપર બિરાજેછે. એ વાસ્તે બાયરન શેલીનીઆગળ ઉભો રહેવાને અશક્તછે, અને એ વાસ્તેજ આજકાલ ગુજરાતી કવિતાની રેલ છેલમ પણ કવિ અને કવિતા વિરલ જોવામાં આવે છે.

# કવિ.

જેઓ કાનને સુખદાયક છંદોમાં બાંધીને માત્ર શબ્દની જોડે શબ્દ ગોઠવીને વાક્યની રચનાથી સર્વને મોહિત કરવાની તજવીજ કરેછે, અભણ માણસો તેઓને કવિ તરીકે માન આપેછે. એવા કવિ અને તેઓના કાવ્યની પરીક્ષાની જગા કાન હોયછે. કવિતા તાલથી વંચાય અથવા બોલાય અને તેની જોડે શરીર પણ તાલથી વિવિધ ચાળા કરીને નાચે. ફારસી, ઉરદુ, ગુજરાતી, હિન્દી, બંગાળી અને સંસ્કૃત વગેરે ભાષામાં એવા કાવ્યની ખોટ નથી, ભાટ ચારણો અને પોતાને કવીશ્વરમાં ખપાવનારાઓ એ જાતના કવિઓ છે. જો તેમને ખરૂં નામ આપવું હોય તો શબ્દના કવિ કહેવામાં કંઇ ખોટું થશે નહિ. કારણ વાક્ય રચનાની ચાતુરી શિવાય એઓની કવિતામાં બીજુ કંઈજ હોતું નથી. જો કંઇ હોય તો તે પણ ઘણું કરીને સ્વાદના શોખીલાઓને ભોગોપયોગી તરીકે આશ્રયતું નથી.

રસજ્ઞ માણસો કાવ્યની શોધ કરવા માટે આગળ વધેછે. તેઓ છંદોબદ્ધ વાક્ય સાંભળીને મગ્ન

થઇ જતા નથી, અથવા કેટલાક સુલલિત શબ્દ મેળવીને જ મોહિત થતા નથી. જે વાક્યો કાનના દ્વારે પ્રવેશ કરીને જરા આનન્દ ઉત્પન્ન કરે, તે હૃદયસ્થાન પર્યન્ત જાયછે કે નહિ તેનો તેઓ પ્રથમ વિચાર કરેછે. જે વાતથી અન્તરનો છુપો કોઈ રસ ઉછળે નહિ, સૌન્દર્યની કોઈ નવી મૂર્તિ માનસનેત્રની સામે ખડી ન થાય, હૃદયનો તંત્ર એક નવા તાનથી વાગે નહિ, અથવા ભાવના બોજાથી આત્મા નમે નહિ, તે તેઓની આગળ કાવ્ય તરીકે ગણાતું નથી ઇંગ્લંડના ઘણાખરા કવિયો છંદો ગોઠવવાની નિપુણતામાં શેકસપિયરના શિક્ષાગુરૂછે; પુષ્કળ બાયડીઓની કવિતાઓ પણ તેની કવિતાના કરતા સાંભળવામાં વધારે મીઠી લાગેછે. જયદેવના ગીતગોવિન્દમાં જેવું પદલાલિત્યછે તેવું અભિજ્ઞાન શકુન્તલ કે ઉત્તરરામ ચરિતના આદિ, અન્ત, મધ્ય, કંઈ પણ જોવામાં આવતું નથી. નૈષધની પદમાધુરીની આગળ રત્નાવળી કંઈજ નથી. તથાપિ સુરૂચિવાન્ માણસો શેકસપિયર, કાલિદાસ અને ભવભૂતિની પૂજા કરેછે, અને નૈષધના નાચતા છન્દની કવિતાઓને એક કોરે મૂકીને રત્નાવલીની

સાથે આશા કરીને નિરાશ થાયછે, અને નિરાશ થઇને આશા *કરેછે. કારણ, ભાષા ચરણદાસી છે, ભાવ જ કાવ્યનો પ્રાણ છે. જેમ વસ્ત્રાલંકારની તુલનામાં રૂપછે, તેમ શબ્દની તુલનામાં ભાવ અથવા શાબ્દિકની તુલનામાં ભાવમય કવિછે.

ટૂંકામાં નાના કવિઓની જે કંઇ દોલત છે તે શબ્દમાંજ સમાયલી હોયછે, તેના કરતાં ગાઢતર કવિના શબ્દ થોડા હોયછે અને રસ ગાંભીર્ય વધારે હોયછે.

## કવિના પ્રકાર.

આજ કાલના યુરોપ અને અમેરિકાના વાર્તિક

---

* જેમ વાંચનાર રામાયણ વાંચતી વેળાએ સીતાના સુખથી સુખ અનુભવે છે, અને સીતાના દુઃખથી દુઃખી થાયછે, તેમ તેઓ રત્નાવલી નાટક વાંચતી વેળાએ પણ જ્યાં રત્નાવળી આશા રાખીને પછવાડે નિરાશામાં ડુબી છે, જ્યાં નિરાશાનું દુઃખ અનુભવેછે, અને જ્યાં રત્નાવળી પૂર્વે નિરાશ થઈને ભોગજોગે પછવાડેથી આશાથી ખુશી થાયછે તે જ ઠેકાણે ફરી આશાન્વિત થાયછે એટલે તેઓ પોતાને ભૂલીને એકીતારે રત્નાવળીના સુખ દુઃખ અને હર્ષ નિષાદમાં જ નિમગ્ન રહેછે.

લખનારાઓ કવિને ઘણુંકરીને ત્રણ પ્રકારના ગણે છે. આ ત્રણ પંક્તિના દરેકના ઉદ્દેશ જૂદા જૂદા હોયછે. અમે આગળ કહી ગયા છીએ કે, કવિ ખરી રીતે કંઇ નવું કરી શકતા નથી, કેવળ આ સીમા વગરના જગત્માં સુન્દર, ભયાનક, કોમળ, કઠણ, નાના મોટા વગેરે દેખાવો છે, તેને પોતાની ઇચ્છાથી ફેરફાર કરીને નવા ભાવથી ગોઠવે છે. લેવું અને સામેલ કરવાની હોંશિયારી તેઓની જ છે. પરન્તુ સઘળી ઉપકરણની વસ્તુઓ કુદરતના વિશાળ અને અક્ષય ભંડારમાં છે. ઘણા વર્ષ ઉપર હોમર અને વાલ્મીકિએ જે વસ્તુઓથી પોતપોતાનું ચિત્ર ચિતાર્યુંછે, તેનોજ આજે ટેનિસને ઉપયોગ કર્યો છે. ફક્ત આ લેવામાં તથા ગોઠવવાના ભિન્નપણાથી તેઓના ગુણમાં ફરક પડે છે અને તેઓને જૂદી જૂદી પંક્તિમાં વહેંચવામાં આવેછે.

કેટલાક ચિત્રકારો કુદરતનું બરોબર અનુકરણ કરેછે. ચાહે તો તે બહારની દુનિયા હોય કે અન્તર્ની દુનિયા હોય, તેઓ જે તરફ જે કંઇ જુએ છે, તે તરફની તેઓ બરાબર છાયા ઉત્પન્ન કરી શકેછે. સુન્દર, ખરાબ, દોષ, ગુણ સર્વ તેઓની

આગળ એક સરખા આદરને પામેછે. ગગન ચુમ્બીના મહામેરૂ અને અનન્ત વ્યાપી સમુદ્ર એઓના ચિત્રમાં જેવું સ્થાન મેળવેછે તેવું સૂક્ષ્મ દુર્વાઓ અને બારીક ઝરાઓ પણ સ્થાન મેળવે છે. અંગ્રેજી સાહિત્યમાં કાઉપર અને કયાબ છે, અને આપણી ગુજરાતી ભાષામાં નૃસિંહરાવ આ પંક્તિની અંદર છે. પરન્તુ જે કવિતામાં બરાબર અનુકરણ કરવાનો સર્વથી મોટો ઉદ્દેશ હોયછેપણ ઉદ્‌ભાવની શક્તિનો છેડો હોતો નથી, જેમાં કલ્પનાની જરૂર નથી તે કવિતાના બનાવનાર કવિઓને મધ્યમ પંક્તિમાં મૂકાયછે.

વળી કેટલાંક કુદરતી એવી દૃષ્ટિ લઇને જન્મેલા હોય છે કે તેઓની આંખ ઉપર સુન્દરતાનો જેટલો જોઇએ તેટલો આદર હોતો નથી. તેઓ કેવળ ખરાબ વીણી લે છે. તેઓ કુદરતનો ઉજળો ભાગ છોડી દઇને કેવળ અંધકારમય પ્રદેશમાં ફરવાને વધારે આતુરતા દેખાડે છે. જો એક ઝાડને ચિતરવું હોય તો જ્યાં સુધી તે નવા પાંદડા ફુલથી સુશોભિત કરીને બીજા સાધારણને પ્રીતિ ઉત્પન્ન કરે, ત્યાં સુધી તેઓની આંખને ખેંચી શકતી નથી. પરન્તુ

જ્યારે વનઘાતથી સુકુ અને કદરૂપુ થાયછે ત્યારે તેઓ તેને ચિતરવા બેસેછે. નવયૌવનથી ખીલતી સ્રીના સુન્દર વદનમંડળ ઉપર તેઓની આસ્થા હોતી નથી પરન્તુ જ્યારે તે મુળ વૃદ્ધાવસ્થાથી જીર્ણ થઇને ખરાબ આકાર ધારણ કરે છે, ત્યારે તેઓની આદરની સામગ્રી થાય છે–ત્યારે તેઓ એકાગ્ર ચિત્તથી જોવામાં પ્રવૃત્ત થાયછે. રૂપવાન્નું રૂપ, વીરનું વીરત્વ, ધાર્મિકનો ધર્મ આ સર્વે તેઓના ચિત્રની સામગ્રી હોતી નથી, તેઓ કેવળ ભાગી શકેછે, પણ બનાવી શકતા નથી, બહારની દુનિયામાં જે કંઈ પ્રકૃતિથી બહારછે, મનુષ્ય હૃદયમાં જે કંઈ ધિક્કારવા લાયકછે, જનમંડળમાં જે કંઈ ત્યાગ કરવા લાયક છે, તે તેઓ કેવળ દેખાડે છે. હાસ્ય અને વીભત્સ રસ એઓના ચરિત્રનો મૂળ પાયો હોયછે. તેઓ વખતો વખત મનુષ્ય જાતિનું બહુ ભલુ કરેછે. માણસ અથવા સંપ્રદાય વિશેષના કોઈ ખરાબ આચરણ જોયાથી તેઓ એવી રીતે તીવ્ર કટાક્ષ મારે છે કે અપરાધીઆખી ઉમ્મર પર્યન્ત તેનો કટાક્ષ ભૂલતો નથી. તેથી ઘણોજ શરમાઇને અને બે આબરૂ થઇને સુધાર-

વાની કોશેશ કરેછે. ઇંગ્લંડમાં પોપ, અને સ્વિફ્ટ ફ્રાન્સમાં વાલટર; સર વાનટિસ આ પંક્તિનાં ઉદાહરણ છે. ગુજરાતીમાં એવા લખનાર દુર્લભ છે. આ પંકિતના કવિઓમાં ખરેખરી કલ્પના તથા ઉદ્‌ભાવિની શકિતની વિશેષ ઓળખાણ મળતી નથી; તેથી તેઓ પણ સર્વથી શ્રેષ્ઠ આસનના અધીકારી થઈ શકતા નથી.

સર્વથી ચઢતી પંક્તિના કવિયો કેવળ સ્વભાવનું બરોબર અનુકરણ કરીને ચૂપ બેસતા નથી. તેઓ પોતાની કલ્પનાના બળથી નવું જગત્ બનાવી શકે છે. જે દરરોજ આપણે જોઇએ છીએ, જે આપણી ચારે બાજુએ ફેલાયલું હોય છે, તે દેખાડવાનો તેઓ યત્ન કરતા નથી, તેઓ ચિત્ર કાઢે છે તેઓના જેવું પ્રતિરૂપ જગત્‌માં આવતું નથી.કલ્પનાના માર્ગમાં પણ તેનો ઉદય થતો નથી. ખરેખર જગત્‌માં જેસઘળા દેખાવ નજરે પડે છે તેમાં કોઈપણ દોષ વિનાના નથી. સર્વમાં દોષ ગુણ એકઠાં રહેછે ખીલેલા કમળમાં કીડા રહેલા હોયછે; ઘણા યત્નથી બનાવેલા મનોહર ફુલના બગીચામાં પણ સાપ છુપાયલો રહેછે, અસંખ્ય હીરાથી જડેલા શારદીય નભો મંડ-

ધર્મમાંથી પણ કોઇ વેળાએ અકસ્માત ભીષણ વજ્ર પડેછે; દેવતુલ્ય ધર્મ પરાયણ મહાનુભાવને પણ કોઈ કોઈ વખતે પાપને લીધે ચિત્તનુંવૈકલ્ય ઉત્પન્ન થાયછે. તેથી ખરેખર જગત્ જોવાથી મનુષ્યનો અન્તરાત્મા સંપૂર્ણ પરિતૃપ્ત થઇ શકતો નથી. કેઈ જગાએ નિષ્કલંક સૌન્દર્ય જોવા પામીશું? કેઇ જગાએ પાપના દુરન્ત સંઘર્ષણ વગરનો પવિત્રતાનો પૂર્ણ વિકાશ જોવાને સમર્થ થઇશું? આ વિચારમાં તત્પર થાયછે. જેઓ આ ખોટ દૂર કરી શકેછે. જેઓ દેશકાલની અલંધ્ય સીમા અને દુનિયાના નિયમની તાબેદારી સહેલાઇથી ઓલંગી શકેછે, જેઓ સ્વર્ગ મર્ત્ય પાતાલને બારીકીથી જોઇને ત્યાંના તમામ સારાંશ એકઠા કરીને તેના કરતાં વધારે ઉજ્વલ નવું જગત્ ઉત્પન્ન કરી શકે છે, તેઓ જ ખરેખરા મહાકવિના શબ્દના લાયક અને સર્વથી ઉચ્ચ આસન ઉપર બેસવાને યોગ્ય છે આવા અલૌકિક શક્તિનાં ઉદાહરણ જગતમાં ઘણાંજ થોડાં જોવામાં આવેછે. શેકસપિયર અને કાલિદાસે જેટલું તે (ઉચ્ચ આસન મેળવ્યું હતું તેટલું બીજા કોઇએ મેળવ્યું નથી. શેકસપિયરનું હેમલેટ તથા (સ્નેયવ અને કાલિ-

દાસનું અભિજ્ઞાન શાકુન્તલ માનવ કલ્પનાની આખરની સીમા છે. ગેહેની ફૌસ્ટના શિવાય બીજો એનો બરાબરીઓ સાહિત્ય સંસારમાં કોઇ નથી.

## કવિ અને ચિત્રકાર.

સુખ મેળવવું એ જ મનુષ્યજીવનનો સર્વથી મોટો ઉદ્દેશ છે. જેમ તરસ્યો મૃગ મરૂ ભૂમિમાં મરીચિકાથી ઠગાઇને વ્યાકુલ હૃદયથી ચો તરફ પાણીની શોધ કરતો ફરેછે, તેમ આ સંસાર મરૂ ભૂમિમાં પણ આશા મરીચિકાથી ઠગાઇને વ્યાકુલ હૃદયથી મનુષ્ય સર્વદા સુખની શોધ કરતો ફરેછે. પરન્તુ તે સુખ ક્યાં છે? માથા ઉપરના આશમાની નિસ્તબ્ધ આકાશે ગર્જીને પ્રતિધ્વનિ કર્યો કે સુખ ક્યાં છે? આના શિવાય બીજો કંઈ ઉત્તર મળ્યો નહિ. અડધી રાતે એકધનવાન પોતાની સુંદર હવેલીમાં પલંગ ઉપર તરફડીયાં મારેછે તેની પાસે અસંખ્ય દાસ દાસીઓ સેવામાં લાગેલાં છે. તો પણ ઉંઘ આવતી નથી. તે નિરાશ થઇને ખેદથી તથા દુઃખથી કરુણ સ્વરથી કહેવા લાગ્યો, "હાય, આટલું બધું ધન અને ઐશ્ચર્ય હોવા છતાં મારા

મનમ કેમ સુખ નથી? બીજી તરફ તે વેળાએ તેનાથી થોડે છેટે એક નાના ઝુંપડામાં ગરીબ ખેડુત બીની ભોંય ઉપર બેસીને પોતાની અડધી ઊંઘેલી સ્ત્રીને સંબોધીને કહેછે, "ખાતું અથવા ન ખાવું, મારા મનમાં સુખ છે." "મારા મનમાં સુખ નથી" અથવા "હું સુખી છું." આવાં વાકય આપણે દરરોજ સાંભળીએ છીએ. એના ઉપરથી શું જણાતું નથી કે દરેક માણસનું સુખ તેના પોતાના મનમાં રહેલું છે? જો કે મનની જોડે સુખનો આવો ગાઢો સંબંધ છે, તો જ્યાં આપણું મન મુકત અને સ્વતંત્ર રાખી શકીએ તે આપણું સુખનું સ્થાન થાયછે. પરન્તુ તે સુખનું સ્થાન ક્યાં છે? આ પૃથ્વીમાં એવી જગા ક્યાં છે કે જેથી આપણું મન ખેંચાઇને તેની જોડે મળીને તન્મય થઈ જાય; આપણે દુનિયાના તમામ કષ્ટ વિસરી જઇએ? અમે તેના જવાબમાં કહી શું કે તે જગા ફક્ત સૌન્દર્ય રાજ્યમાં છે.

પણ ઇશ્વરના સરજેલા અનન્ત સૌન્દર્ય રાજ્યમાં સઘળા મનુષ્યો કેમ સુખી થતા નથી? તેનું કારણ એ છે કે સર્વને તે સૌન્દર્યનું દર્શન થતું નથી

તેને માટે આપણુને દર્શકની જરૂર છે. સૌન્દર્યનું દર્શન જેના ભાગ્યમાં થયું છે, તેઓને દર્શક, કરવા જોઇએ, આ સંસારમાં તેઓની બે જાત છે. એક કવિ અને બીજી ચિત્રકારની જાતછે. એઓમાં ભેદ શેનો છે? અને દરેકની આગળ આપણે કેટલા કર્જદાર છીએ તે સ્પષ્ટ દેખાડવા માટે અહિં તેનું વર્ણન કરીએ છીએ.

પહેલાં જાણવું જોઇએ કે આપણે સાધારણ આંખથી કોઈ વસ્તુને જેવી રીતે જોઇએ છીએ, તેવી રીતે કવિઓ જોતા નથી. સવારના પહોરમાં આપણે તળાવમાં કમળો એક એકના પછી બંધ થતાં જોઇએ છીએ, કિનારા ઉપરનાં ઝાડો ઉપર નાના પ્રકારના પક્ષીઓને, નાના પ્રકારના સ્વરથી ગડબડ મચાવતાં જોઇએ છીએ પાંતરા ઉપરથી ઓક્ષના ટીપા ટપકે છે, તે આપણે જોઇએ છીએ. પરન્તુ તે ઠેકાણે તે વેળાએ એક કવિ જઇને જુએછે—

निशातुषारैनयन म्बुकल्पौःपत्रान्तपर्यागलदश्रुबिंदुः ।
उपारुरोदेवनदत्पतंगःकुमुद्वतीतीरतरुर्दिनादौ ॥

આના ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે કવિની આંખ સાધારણ આંખ કરતાં એક જાતની નવી

સામગ્રીથી બનેલી છે. પરન્તુ એક ચિતારની આંખ બીજા વિષયમાં તે અસાધારણ શક્તિ ધરાવતો હોય તે સાધારણ આંખથી જૂદી હોતી નથી. કવિની પેઠે તે મીચાયલા કમળમાં વિરહનું દુઃખ જોતો નથી. પાતરાંને આંખ સમજીને ઓસના ટીપાને આંશુ ધારવામાં પણ તેવી શક્તિ હોતી નથી.

કવિ સર્વ શિક્ષણનો ગુરૂ છે, કવિ જનમંડળનો સર્વથી મોટામાં મોટો સુધારો કરનારો છે. ધર્મોપદેશક આપણને તીવ્રસ્વરથી ઉપદેશ આપે છે કે "પાપ કર્મ કરશો ના" કવિ તે માર્ગને પકડીને શિક્ષણ આપતો નથી, તે કોઇને પાપ કર્મ કરવાને કહેતો નથી. અથવા કોઇને પણ તે કર્મ કરવાને રોકતો નથી, પરન્તુ કૌશળથી એક પાપનું મોટું ચિત્ર આણીને સર્વની સામે ખડું કરે છે. તે ચિત્ર જે જુએ છે તે પાપનું ઝેરી ફળનું પરિણામ જોઇને ભયથી ત્રાસ પામીને જલદીથી નાશી જાય છે. આ પાપી પૃથ્વીમાં ધર્મોપદેશકના શિક્ષણથી કેટલા માણસોએ પાપકર્મ છોડ્યાં છે? પરન્તુ કવિનો કેવો સુન્દર ઉપદેશ છે! કેવી કૌશળમયી શિક્ષા છે! એમાં ધર્મોપદેશકની તીવ્રતા નથી-કઠોરતા નથી,

મોહપમાડે, પ્રીતિદાયક, વગર હરકતે મળે, તોપણુ ઉપદેશના કરતાં વધારે ફલદાયક થાય છે. ચિત્રકારની આગળથી પણુ આપણે ઘણું શિક્ષણુ મેળવીએ છીએ. સરોજિની નાટક નામનું બંગાળીના નાટકના છેલ્લા અંકનું એક ચિત્ર કલકતાની આર્ટસ્કુલમાં નીકલ્યું છે, તેના ઉપરથી યુરોપમાં તૈયાર થઇને મુંબઈના બજારમાં વેચાય છે. તે ચિત્રમાં ચંદનની સજેલી ચિતા બળે છે, જુલ્મી અલાઉદીન સતીત્વ નાશ કરવામાં તૈયાર થયલો જોઇને મદદ વગરની ક્ષત્રિયકુલ બાળા સરોજિની બળતી ચિતામાં કુદે છે, અને ચિતાની ગગન સ્પર્શી શિખા જાણે તેને તરત સ્વર્ગમાં લઈ જવાને તૈયાર થઈ હોય એ પ્રમાણે દેખાય છે. એ ઘણુંજ સુન્દર ચિત્ર છે. રૂવાટાં ઉભા થાય એવું ચિત્ર જોવાથી ઘોર નારકી પણુ સતીત્વના સ્વર્ગીય મહિમામાં સ્તબ્ધ થયા શિવાય રહી શકશે નહિ. તે ઘણું મનોહર છે તેનું કારણુ શું? જેમ કવિ બહાર આકૃતિ અને અન્તરની મનોવૃત્તિ એક સરખી રીતે ચિતારવામાં શક્તિમાન હોય છે તેમ ચિત્રકાર નિપુણુ હોતો નથી. મહાકવિ શેક્સપીયરે

ડંનકાનની હત્યાની વેળાએ મૅકબેથનું પાપી ચિત્ર દેખાડયું છે, તે એક સુનિપુણ ચિત્રકાર સેંકડો પીંછી રગડ્યાથી પણ તેની તે વેળાની મનોવૃત્તિઓ જેટલી જોઇએ તેટલી સુન્દર ચિતારવામાં સમર્થ થશે નહિ.

એક ચિત્ર પાડવું હોય તો કવિ અને ચિત્રકારને પહેલા તે ચિત્ર એવી રીતે મનમાં ઉતારવું પડેછે કે તે જાણે ખરેખરૂં હોયને, પરન્તુ બેઉ ચિત્રમાં ફેર શોછે? મહાકવિ કાલિદાસે ઇન્દ્રની સાથે રઘુના યુદ્ધની વેળાએ રઘુને કેવો સુન્દર રૂપથી ચિતાર્યો છે—

ससरामकृत्वामघवन्नमुन्मुखः करिष्यमाणःशशसरास-
रनमअतिष्ठरामीढविशेषशोभिनात्वपुप्रकर्षेणचिह्नाम्बतेश्वरः

ડાબો પગ આકુંચિત અને જમણો પગ આગળ કરીને ચિત્રપટમાં ચિતારવું પડે તો તેને કેટલો યત્ન કેટલા પરિશ્રમ અને ઉપકરણની તૈયારી કરવી પડે. પણ કવિની કેવી આશ્ચર્યકારક શક્તિછે! તેણે બે ત્રણ લીટીમાં પૂરૂં કર્યુંછે. ઈટાલીના ચિત્રકાર રાફેલ જગત્માં પ્રખ્યાત આદમ અને ઇવનું ચિત્ર ચિતરીને પૃથ્વીમાં અદ્વિતીય ચિત્રકાર તરીકે પ્ર-

ખ્યાત થયોછે. કવિનર મિલ્ટને પોતાના પેરેડાઇસ લૉસ્ટમાં તે ચિત્ર કેટલું સહેલાઇથી કેટલા થોડા કાળમાં ચિતાર્યું છે! પરન્તુ ચિત્રકારના ચિત્રની પેઠે કવિનું ચિત્ર આપણે સાધારણ આંખથી જોઈ શકતા નથી, તે આપણે માનસ ચક્ષે જોવા પામીયે છીએ. વાસ્તેજ કવિનું ચિત્ર ચિત્રકારના ચિત્રની પેઠે જેટલું જોઇએ તેટલું પહેલાં ઉજ્વલ જણાતું નથી. ચિત્રકારનું ચિત્ર આપણી સામે હોવાથી જ આપણે જોઈ શકીએ છીએ, પરન્તુ કવિનું ચિત્ર આપણને વિચાર કરીને જાણતું પડેછે.

અમે પહેલાં સૌન્દર્યના વિષય ઉપર લખ્યું હતું. કે સૌન્દર્યના બે પ્રકાર છે. વસ્તુને અંગે રહેલું અને અવસ્થાને અંગે રહેલું. વસ્તુના અંગે રહેલા સૌન્દર્યમાં વસ્તુની આકૃતિ અને રંગ વગેરે રહેલા હોય છે. વસ્તુગત સૌન્દર્ય આર્ટ ગ્યાલેરી અથવા તેના જેવી કોઇ ચિત્રશાળામાં ચિત્રો આંકેલા જોયાથી જેટલી સુન્દરતા મનમાં અનુભવ કરી શકાય છે તેટલી કવિના ચિત્રથી થઈ શકતી નથી. નાટકશાળામાં નાટક જોવા ગયાથી કેટલાક એવા પડદા જોઇને આપણને ભૂલાવો ખવાડે છે કે જાણે ખ-

રેખર આ સર્વ વસ્તુઓ આપણે આપણી સામે જોતા હોઇએ તે પ્રમાણે ભાસેછે.

ચિત્રકાર જેટલું પોતાના ચિત્રમાં સૃષ્ટિનું અનુકરણ કરવામાં સમર્થ થાયછે તેટલું તેનું ચિંત્ર ઉત્તમ થાયછે. અનુકરણ જ ચિત્રકારનો સર્વથી મોટો મદદગાર હોયછે. તે પોતાની મેળે કંઈ પણ ઉત્પન્ન કરી શકતો નથી, તેથી તેના દરેક ચિત્રને એક એક આદર્શ જરૂરનો હોયછે. કવિ ઘણી વખતે સૃષ્ટિનું અનુકરણ કરેછે ખરો, પરન્તુ તે અનુકરણ કરવાનો ઉદ્દેશ હોતો નથી. સરખાપણાનું સૌન્દર્ય સૃષ્ટિને માટે છે. કવિ કેવળ અનુકરણ કરીને જ ચૂપ બેસતો નથી; તે પોતાની કલ્પના શક્તિથી સૃષ્ટિની વસ્તુઓ લઇને નવી સૃષ્ટિ ઉપજાવેછે. તેથી અમે કાવ્યોને અનુકરણ સંજ્ઞા આપી શકતા નથી જેમ સૃષ્ટિ એક જાતની સૃષ્ટિછે, તેમ કાવ્ય બીજી જાતની સૃષ્ટિ છે. જે કવિના કાવ્યમાં કંઈ પણ નવું નથી, કેવળ અનુકરણ માત્ર છે તેને અમે ખરો કવિ ગણી શકતા નથી. હાલ ગુજરાતમાં ઘણા નવા કવિ નવું સૌન્દર્ય કંઇ પણ દેખાડી શકતા નથી, તેઓ જ્યારે પ્રભાત અથવા સંધ્યાનું

વર્ણન કરવા બેસે છે ત્યારે કુમુદિની અને કમલિ-
નીના વિરહથી રોઇને વ્યાકુલ થાય છે. આવી રીતે
તેઓએ વિરહિની કુમુદિની અને કમલિનીને દુઃખિ
કરી મૂકે છે. અમે આવું વર્ણન સેંકડોવાર વાંચ્યું
છે, એમાં કંઈ નવું નથી; તેથી અમે આવા લ-
ખનારાઓને કવિ કહિ શકતા નથી. આપણા દે-
શમાં ખરાબ નાટક લખનારાઓ પોતાના નાટક-
માં પ્રાણનાથ, સ્વામીનાથ, પ્રિયા, હાય હાય ઇ-
ત્યાદિ લખીને અમને કંટાળો આપે છે. અમે સો-
ગન ખાઇને કહી શકીએ છીએ કે એ સર્વ વ-
ર્ણનમાં કંઇપિણ નવું હોતું નથી. એઓના ખેદ અને
દુઃખનાં વાક્યો સાંભળીને તથા વાંચીને અમને
હસવું આવે છે. પરન્તુ ચિત્રકારનું ચિત્ર જો સારૂં
નહિ હોય અને તેમાં નૃતનત્વ નહિ હોય તો પણ
અમે તેનું ચિત્ર જોઇને મોહિત થઇએ છીએ. તેનું
કારણ એ છે કે, તે ચિત્રમાં સરખાપણાનું સૌ-
ન્દર્ય હોય છે.

અવસ્થાને અંગે રહેલાં સૌન્દર્યમાં કવિની કલ્પ-
નાનું સૌન્દર્ય જ શ્રેષ્ઠ છે. પૃથ્વીમાં જે સૌન્દર્ય
આપણે ઘણું કરીને જોતા નથી, પરન્તુ જેટલું

સંભવેછે તે જોવાની ઈચ્છા કવિ પણ જોઇને મો-
હિત થાયછે. કવિ પોતાની કલ્પનાના પ્રભાવથી
આપણને તે સૌન્દર્ય દેખાડેછે. વાલ્મીકિની સીતા,
પુરાણનો હરિશ્ચન્દ્ર, શેકસપિયરની ડેસડિમોના
અને લિયરઃ આ સર્વ સૌન્દર્યની સૃષ્ટિ છે. સીતાની
અને ડેસડિમોનાની પ્રીતિ એટલી તો પવિત્ર હતી
કે દુરાવસ્થા, દુઃખ, વિરહ, લાલચ, અપવાદ અને
પ્રાણનાશમાં પણ તે અચલ રહી હતી, કોઇપણ
રીતે ફરક પડયો નહોતો. આપણે પ્રેમનું સુન્દર
ચિત્ર જોવા ઇચ્છીએ છીએ અને જોયાથી મુગ્ધ
થઇએ છીએ અને તેથી આપણું હૃદય આહ્લા-
દથી નાચેછે. પરન્તુ સીતા અને ડેસડિમોનાની
પેઠે સુન્દર પુષ્પો કવિના કાવ્યના બાગના શિવાય
પૃથ્વીમાં આપણે ઘણા જોતા નથી. હરિશ્ચન્દ્ર અને
લિયર પારકાની ઈચ્છા પૂર્ણ કરવા માટે સર્વ ત્યાગી
થયા. આ ચિત્ર પણ અતિ સુન્દર છે; પરન્તુ
પૃથ્વીમાં આવાં ચિત્રનાં માણસો કેટલાં જોવામાં
આવેછે? કવિ આવાં ચિત્ર ચિતરીને જનમંડળને
નવી નીતિનું શિક્ષણ આપેછે. ચિત્રકાર પોતાના
ચિત્રો પડદા ઉપર ચિતરેછે, પરન્તુ તેને કાંઈ

કવિના ચિત્રનો આદર્શ કરીને કરવું પડેછે, નહિતો તેના ચિત્રનું સૌન્દર્ય કોઈ અનુભવી શકતું નથી, તેનામાં કલ્પનાની શક્તિ હોતી નથી, તેથી તે અનુકરણ શિવાય કોઈ ચિત્ર ચિતરી શકતો નથી.

કવિ વળી પોતાની કલ્પનાના પ્રભાવથી અસંભવિત સૌન્દર્યની પણ ઉત્પત્તિ કરી શકેછે. તે સૌન્દર્ય આપણે કવિની કલ્પના શિવાય બીજે કંઈ પણ જોતા નથી. વ્યાસ અને વાલ્મીકિના દેવતા, અપ્સરા, ગંધર્વ વગેરે; હોમરના કાલિપ્સ અને શેક્સપિયરના એરિયલ અસંભવિત સૌન્દર્યનાં દૃષ્ટાંતછે. તે સર્વ સૌન્દર્ય સૃષ્ટિની બહાર હોવા છતાં પણ કવિ પોતાની કલ્પનાના પ્રભાવથી આપણને દેખાડે છે. એઓની એવી તો મોહિની શક્તિ હોય છે કે સહેલાઇથી આપણું મન ખેંચે છે. આપણે થોડો વખત આ લોક છોડીને અસંભવિત સૌન્દર્યવાળા ન જોયલા એક નવા લોકમાં ફરીને વિસ્મિત થઇએ છીએ. સૃષ્ટિની વસ્તુથી રચિત હોવા છતાં પણ એને સ્વતંત્ર સૃષ્ટિ તરીકે માનવી પડેછે.

જે કવિના કાવ્યમાં આવું સૌન્દર્ય હોતું નથી, તેને અમે શ્રેષ્ઠ કવિ ગણી શકતા નથી. કવિવર

(મિલ્ટને પોતાના પ્રખ્યાત **પારેડાઇસ લૉસ્ટ** કાવ્યમાં આવું અસંભવ સૌન્દર્ય ભરપૂર કરી મૂકયું છે. તેથી તે આજે **હોમર** અને વરજીલની જોડે એક આસન ઉપર બેઠો છે. આ સૌન્દર્ય છે તેથી જ **હોમરનું** ઇલિયડ, **મિલ્ટનનું** **પારેડાઇસ લૉસ્ટ, વ્યાસનું મહાભારત** અને **વાલ્મીકિનું રા**માયણ આજે મહાકાવ્ય તરીકે માન પામેછે. આપણે જ્યારે **દેવતા, અસુર** અને રાક્ષસોના અમાનુષિક શક્તિના વિષય વાંચીએ છીએ ત્યારે આપણે આખે શરીરે રૂવાટાં ઉભાં થાયછે, આપણે આશ્ચર્યથી સ્તંભિત થઈ જઇએ છીએ. પરન્તુ એક ચિત્રકારને આવું અસંભવિત સૌન્દર્ય દેખાડવું હોય તો તેને કોઈ કવિની મદદ લેવી પડેછે, નહિ તો તેનું સૌન્દર્ય કોઈ જાણી શકતું નથી,

આ પૃથ્વી પાપ અને પુણ્યની આવાસ ભૂમિ છે. દરેક દેશમાં, દરેક નગરમાં, દરેક ગામમાં અને દરેક ઘરમાં પાપ તથા પુણ્ય એકત્ર વિરાજે છે. પુષ્કળ કવિઓ એવા હોય છે કે તેઓ કોઇ વેળાએ પાપની ભયાનક મૂર્તિ દેખાડેછે, કોઈ વેળાએ પુણ્યની શાન્ત મૂર્ત્તિ દેખાડેછે, પરન્તુ જે કવિ પાપ

અને પુણ્ય એક રંગભૂમિપર આણીને પુણ્યની ઉ-ત્કૃષ્ટતા દેખાડી શકેછે, તેજ ખરા કવિના નામને યોગ્ય થાયછે. પાપ અને પુણ્યનો એકત્ર સમાવેશ થયાથી આપણે પુણ્યની શાન્ત, ઉજ્વલ, પવિત્ર મૂર્ત્તિ સારી પેઠે જોઈ શકીએ છીએ. જે કવિ પોતાના કાવ્યમાં આ બન્ને ચિત્ર ચિતરેછે, તે જ પાપ, પુણ્યથી કેટલું હલકુંછે તે દેખાડવાનું કૌશલ જાણેછે. કવિએ ધર્મપુત્ર યુધિષ્ઠિરની આગળ પાપ મતિ દુર્યોધનને લાવીને કેવા સુકૌશલથી યુધિષ્ઠિરનું ચરિત્ર વધારે ઉજ્વલ રંગથી ચિતરેલુંછે. પ્રશાન્ત મૂર્ત્તિ રામચંદ્રના ચિત્રની આગળ ઘોર નારકી રા-વણનું ચિત્ર આંકીને કેવા સુન્દર રૂપથી પહેલા ચિત્રની ચઢીયાતી દેખાડીછે, ખ્રીસ્ટ પરાયણ ધા-ર્મિક એન્ટોનિયોના ચિત્રથી કુટિલતા પૂર્ણ અર્થ પિશાચ શાઇલોકનું ચિત્ર કેટલું નીચે રહેલું છે તે આપણે સહેલાઇથી જાણી શકીએ છીએ. કવિ આપણને આ સર્વ ચિત્રોથી દેખાડે છે કે ધર્મનો સર્વત્ર જય થાયછે, આ ઉત્કૃષ્ટ નીતિ શીખવે છે. એનાથી આપણી સર્વ મનોવૃત્તિની ચાલના થઈ શકેછે, આ સર્વ વર્ણનવાંચતાં વાંચતાં કોઇ વેળાએ

ક્રોધથી આપણું સર્વ શરીર થરથર ધ્રુજે છે, કોઈ વેળાએ આપણે સહાનુભૂતિથી પીગળી જઈએ છીએ, વળી કોઈ વેળાએ કવિના આશ્ચર્યકારક કૌશલ્યથી આનન્દ પામીએ છીએ. અને તેથી હૃદય નાંચે છે તથા મનમાં ને મનમાં કવિને હજારો ધન્યવાદ આપીએ છીએ.

ચિત્રકાર પણ ચિત્ર પાડીને આપણને રડાવી તથા હસાવી શકે છે, તેની આગળથી પણ આપણે ઘણીક નીતિ શીખીએ છીએ તે જો સુનિપુણ હોય તો તેના ચિત્રથી આપણી સઘળી મનોવૃત્તિયોની ચાલના થઈ શકે છે. હવે જોવું જોઈએ કે જનમંડળ કોની આગળ વધારે ઋણીત છે. હાકેલ જેવો ચિતારો જો પૃથ્વીમાં નહિ જન્મ્યો હોત તો જનમંડળને શી હાનિ થાત તે અમે જાણી શકતા નથી, પરન્તુ વાલ્મીકિ, વ્યાસ હોમર, વર્જિલ, શેકસપિયરને કાલિદાસના જેવા કવિયો જન્મ્યા નહિ હોત તો જનમંડળ અજ્ઞાનાંધકારથી ઘેરાત તે અમે સ્પષ્ટ કબૂલ કરીએ છીએ, ઇંગ્લંડ ઇટાલિના જેવા ઉત્કૃષ્ટ ચિત્રકારની જન્મભૂમિ નહિ હોવા છતાં શેકસપિયર, મિલ્ટન વગેરે પ્રખ્યાત

કવિની જન્મભૂમિ છે તેથી આજ જગત્માં અતુલનીયછે. ઇટાલિમાં અને પૃથ્વીના સર્વ સ્થાનમાં હુાકેલના કરતાં વર્જિલાનો આદર વધારે છે.

ચિત્રકારનું ચિત્ર જગત્માં અતુલનીય હોય તો પણ તે ચિરસ્થાયી રહેતું નથી. ચિત્ર કીડા ખાય છે, રંગ ઉડી જાય છે, તે સમયને અધીન છે. થોડા કાળ પછી તેનું ચિહ્ન પણ રહેતું નથી. ચિત્રકારના યશની સુગંધ સેંકડો વર્ષ સુધી રહી શકે છે, પરન્તુ તેનો ચિત્રરૂપ કીર્તિસ્તંભ કેટલા વર્ષો રહે છે? કવિનું ચિત્ર હમેશાને માટે હૃદયના પોપડામાં ચિત્રેલું રહે છે. હમણા છાપખાનાની મદદથી તેની કાવ્યરૂપ અનન્ત કીર્તિ અનન્ત કાલ સુધી રહે છે. કાલ ગમે એટલો પરિશ્રમ કરે તો પણ તેની કોઇ રીતની હાનિ કરી શકશે નહિ.

સાહિત્યની ઉન્નતિ નહિ થયાથી જાતીય ઉન્નતિ થઇ શકતી નથી. જે જાતિ જેટલી સાહિત્યની ઉન્નતિ કરશે તે જાતિ પૃથ્વીમાં તેટલી સન્માનિત થશે. ઇંગ્લડનો સાહિત્ય ભંડાર તેની ઉન્નતિનો સર્વથી મોટો મદદગાર છે. ગુજરાતી સાહિત્યના ભંડાર નાના પ્રકારના રત્નથી ઉજ્વલ

નથી, તેથી પૃથ્વીની ઘણીક જાતિના કરતાં તેઓ નિકૃષ્ટ છે. ગુજરાતીઓ ગમે એટલા વિજાતીય ભાષામાં ભાષણો આપે તોપણ ગુજરાતી ઉત્તમ કાવ્ય શિવાય ગુજરાતીઓની ઉન્નતિ થનાર નથી એ નિશ્ચય છે. કારણ કે માતૃભાષાની ચઢતી નહિ કર્યાથી જાતિગત ઉન્નતિ કદી થશે નહિ જ્યાં સુધી ગુજરાતીમાં કોઈ ઉત્કૃષ્ટ કવિ અથવા લખનાર જન્મશે નહિ ત્યાં સુધી ગુજરાતની ઉન્નતિની આશા રાખવી એ વિટંબના માત્ર છે.

પ્રકૃતિની શોભા કવિના આદરનું ધન છે. તે પ્રાકૃતિક સૌન્દર્ય જોવાથી મોહિત થાય છે, અને તેનું ચિત્ર અંકિત કરીને જગતને પણ મોહિત કરે છે. કુદરતી સૌન્દર્યમય દેશ જ તેઓની જન્મભૂમે છે. બરફથી ઢંકાયલા લ્યાપલાંડ દેશમાં તથા આફ્રિકાના રેતીના મેદાનમાં કેટલા કવિઓ જન્મ્યા છે? ખરૂં છે કે ત્યાં કેટલાક કવિ પ્રકૃતિના માણસો જન્મ્યા હશે, પરન્તુ ત્યાં કુદરતનું સૌન્દર્ય નહિ હોવાને લીધે કોણ તેઓની તે પ્રતિભાને ઉત્તેજિત કરી શકે? તેઓની કવિત્વ શક્તિ તેઓ-

ના હૃદયમાંજ વિલીન થઇ ગઇ હશે, જગત્ તેનું કંઇ પણ જાણવા પામ્યું નથી કુદરતની લીલા ભૂમિ ભરતખંડ છે તેથી આજ અસંખ્ય કવિની જન્મ ભૂમિ થઇ રહેલી છે. આજ સુધી પૃથ્વીમાં બીજા દેશમાં જેટલા કવિઓ ઉત્પન્ન થયા છે તેના કરતાં ભારતના કવિઓ કોઇપણ ભાગમાં ઓછા નથી.

આ જગાએ કવિના વિષય જે કંઇ લખવામાં આવ્યું છે તેવું જ ચિત્રકારના વિષયમાં છે. તેઓ પણ કવિની પેઠે કુદરતને ચહાવાવાળા છે. પરન્તુ જે ભારતવર્ષ વાલ્મીકિ, વેદવ્યાસ, કાલિદાસ, ભવભૂતિ, માઘ, ભારવી, શ્રીહર્ષ વગેરે અસંખ્ય કવિનું જન્મસ્થાન છે. તે ભારતવર્ષમાં તેવો સુનિપુણ ચિત્રકાર એકપણ જન્મ્યો નથી એનું કારણ શું છે? આ કૂટ પ્રશ્નનો ઉત્તર અમને કોણ આપશે? અમારી ક્ષુદ્ર બુદ્ધિથી જેટલું સમજાય છે તેના ઉપરથી જણાય છે કે, ભારતવર્ષીયોના હૃદયની ગંભીરતા અને ભાવિકતા જ તેનું મોટામાં મોટું કારણ હોવું જોઇએ. ભરતખંડના જેવી ગંભીર વિચારવાન જાતિ પૃથ્વીના કોઇપણ ભા-

ગમાં ઘણી જ થોડી જોવામાં આવે છે.

ચિત્ર પાડનારના કરતાં કવિનું હૃદય કંઇક ઊંડું હોવું જોઇએ, કલ્પનાની સૃષ્ટિ નાના હૃદયમાં ધારણ કરી શકાતી નથી. ચિત્રકારના કરતાં કવિની ભાવિકતા વધારે હોવી જોઇએ,.જેમ ચિત્રકાર રંગની મદદ મેળવે છે, તેમ કવિ કોઇની પણ મદદ મેળવતો નથી. **ભારતવર્ષે** ઘણા કાલથી જેવી સાહિત્યની ઉન્નતિ કરી છે તેવી ચિત્રના જેવી બીજી કારીગરીના કામમાં જેટલી જોઇએ તેટલી ઉન્નતિ કરી નથી પરન્તુ **ભરત**ખંડમાં એક પણ ચિત્રકાર જન્મ્યો નથી એ અમે કદિપણ માનીશું નહિ. **ભાસ્કરાચાર્ય** એક કુશલ ચિત્રકાર હતો. **સીતા**, રત્નાવલી, **માલતી** વગેરે સ્ત્રીઓ પણ ઘણીજ ઉત્તમ ચિત્રો પાડી શકતી હતી. પુસ્તક હસ્તલિખિત હોવા છતાં પણ સંભાળથી રાખ્યાથી વધારે દિવસ સુધી રહી શકે છે; પરન્તુ ચિત્ર બહાર રાખવું પડે છે, તેથી કેટલાક દિવસમાં તે ખરાબ થવાનો સંભવ છે. એક પુસ્તક જીર્ણ થયાથી તે જોઇને બીજું લખાઇ શકાય છે, પરન્તુ એક ચિત્ર જીર્ણ થવાથી તે જોઇને તેના જેવું બીજું

એક ચિત્ર પાડવું એ કંઇ સહેલું કામ નથી એટલા માટે એ પણ અસંભવિત નથી કે પુરાકાલે ચિત્રની સાથે ચિત્રકારનું નામ સુદ્ધાં પણ લોપ થયું છે.

આગળ સૌન્દર્ય વિષે લખી ગયા છીએ કે તે ગમે તો ગદ્યમાં હો કે પદ્યમાં હો, એકત્ર સમાવેશિત થયાથી અમે તેને કાવ્ય કહીને માનીશું. પુષ્કળ માણસોનો એવો વિશ્વાસ છે કે, કાવ્ય ગદ્યમાં રચાઇ શકાતું નથી. એ વિશ્વાસ ભૂલ ભરેલો છે. કાવ્ય સૌન્દર્યનો ભંડાર છે. તેની જોડે છંદનો તથા યતિનો કંઇ સંબંધ નથી. જો કોઇ સૌન્દર્યમય ગ્રન્થ વાંચીને આપણે મોહિત થઇએ તો તે ગદ્યમાં લખેલા હોય તો પણ તે કાવ્ય છે; અને સૌન્દર્ય વિનાનો અસાર ગ્રન્થ પદ્યમાં લખેલો હોય તો પણ તે કાવ્ય નામને યોગ્ય થઇ શકતો નથી. કાદંબરીમાં લખેલી છે, તે છતાં તે કાવ્ય તરીકે આદર પામેલી છે. આજ કાલ ગુજરાતી કવિયો ઘણાક પદ્ય લખીને ગ્રન્થ પ્રગટ કરે છે, તેઓમાંથી કેટલાં કાવ્ય નામને લાયક છે તે કહેવાઈ શકાતું નથી. અમે ટૂંકામાં ખરો કવિ કોને કહેવો જોઇએ તે એક રીતે દેખાડયું છે;

ચિત્રકારના સંબંધમાં પણ એ કહેવું ઘણું જ થશે કે, જે ચિત્રકાર જેટલું કુદરતનું યથાર્થ અનુકરણ કરવામાં સમર્થ થાય છે તેટલું તેનું ચિત્ર ઉત્કૃષ્ટ થશે અને તેટલો તે એક હોશિયાર ચિત્રકાર તરીકે પ્રખ્યાત થશે.

આગળ લખી ગયા છીએ કે કવિ એક જનમંડળને સુધારનારો છે. કવિ અને ચિત્રકારમાં તફાવત શો છે? અમે કવિને ઉચ્ચાસન ઉપર બેસાડવાને અભિલાષી છીએ. કારણ જનમંડળને સુધારનારાની યુક્તિ અખંડનીય હોવા છતાં તે સાધારણ લોકો જાણી શકતા નથી. વખતો વખતે તે સાધારણ લોકના વિરાગને પાત્ર થઇ પડે છે. પરન્તુ કવિ તેવી યુક્તિથી જનમંડળને સુધારવાનો યત્ન કરતો નથી, તેનો સુધારો ઘણોજ હૃદયને પસંદ પડતો, પ્રીતિવાળો અને મર્મસ્પર્શી થાય છે.

---

## કાવ્ય.

સુખ મેળવવું એ જ જીવનનો ઉદ્દેશ છે. જે કંઈ દુનિયામાં કામ કરીએ છીએ તે સુખ મેળ-

વવા માટે જ કરીએ છીએ, સુખની શોધ કરવી એ મનની સ્વાભાવિક ગતિ છે. સુખક્ષેત્ર શિવાય મનને બીજે કહીં પણ રહેવાની તથા રમવાની ઇચ્છા થતી નથી. કારણ, તે સુખની જગાએ મન મુક્ત અને સ્વતંત્ર થાયછે, પરન્તુ તે સુખની જગા ક્યાં છે? અમે ફક્ત સૌન્દર્ય રાજનેજ સુખની જગા સમજીએ છીએ. જ્યાં મનની ગતિ નથી, ત્યાં મનનો અધિકાર પણ નથી; પરન્તુ સૌન્દર્યને દરેક પગલે મનની ગતિ ઉત્પન્ન થાયછે, તેની નસોમાં મન મિશ્રિત થઇને એને ઘેરે છે, તેથી સૌન્દર્યની જગાએ મનનો પૂર્ણાધિકાર મુક્ત, સ્વતંત્રતા એ સૌન્દર્યની જગાએ જ મનના સુખની સાથે રમેછે.

પરન્તુ જ્યારે આ સૃષ્ટિતો અનન્ત સૌન્દર્યનું રાજ જ છે, ત્યારે એથી મનુષ્યનું સુખ સંપૂર્ણ કેમ થતું નથી? આ મોટા સવાલનાં ફક્ત બે કારણો જોવામાં આવેછે.

પહેલું, સૌન્દર્ય ભોગવવાની શક્તિની અપરિપક્વ અવસ્થામાં જન્મ લેતા જ માણસની આંખમાં આ સૃષ્ટિ પસરેછે અને જે વેળાએ આપણી શ-

ક્તિ પક્વાવસ્થામાં આવેછે, ત્યારે લાંબી મુદત સુધી વગરકામના ઉપભોગથી તેના ઉપરની આપણી અજાયબી અને ઇચ્છા નાશ પામે છે, તેથી સૃષ્ટિનું અદ્‌ભુત સૌન્દર્ય ભોગવવાથી આપણે આવી રીતે અજાણુંથી દૂર થઇએ છીએ, અને આપણી સૌન્દર્ય ગ્રહણ કરવાની શક્તિ પણ જડના જેવી થઈ જાયછે. દરરોજ દૃશ્ય પદાર્થના શિવાય બીજું કંઈ નહિ જોવાથી તેના ઉપર અજાયબી વધતી નથી પરન્તુ જો આપણે જુવાનીમાં પૂર્ણ ભોગવવાની શક્તિમાં એકદમ સૃષ્ટિને નાખત તો સૃષ્ટિના સૌન્દર્યમાં એકીવારે આપણે નિરાશ થઈ જાત.

બીજું, બુદ્ધિ અને હૃદયવૃત્તિના સંકોચને લીધે ખોટ અને સ્વાર્થની ઉત્પત્તિ થાયછે, આ ખોટ અને સ્વાર્થ તમામ શરીરનું અને મનના દુઃખનું મૂળછે. શરીરની જરૂરી પુરી પાડવા માટે બુદ્ધિવૃત્તિની પ્રબલતા અને સૂક્ષ્મ વિચાર કરવાની જરૂર પડેછે, અને સંસારમાં સ્વાર્થની જોડે લઢાઈ કરીનેશાન્તિ અને ઐક્ય આણુવા માટે હૃદયની વૃત્તિને વિસ્તારવાની જરૂર છે. ક્ષુદ્રાશયથી સ્વાર્થની રેખા સંસારને એકદમ તાબે કરી શકશે નહિ એ ખરૂં છે,

પણ હળવે હળવે એને ઘેરી લઇને ઘણી જાતના નાના પ્રકારના અધિકાર ઉત્પન્ન કરશે અને એઓની હીલચાલથી .જ લઢાઈ થશે અને શાન્તિનો ભોગ થશે. જો પોતાની મહાન્ ઇચ્છા ફેલાવી મૂકવામાં આવે અને તે એકદમ સંસારને ઘેરે તો સ્વાર્થની રેખા સંસારથી છેટે જશે. મનુષ્યનો અધિકાર મનુષ્યની જોડે મળીને સંસાર સાગરમાં એક જ અધિકાર જુએ અને તે અધિકારમાં દરેક માણસ સ્વતંત્ર ભાવથી સુખની રમતમાં મત્ત થઇ શકશે.

જે ઉપાયથી સૌન્દર્ય ગ્રહણ કરવાની શક્તિ જડ ભાવ છોડીને ફરી ઉદ્દીપ્ત થાય, જે ઉપાયથી સંસારના સૌન્દર્યમય ભાવ સૌન્ર્યમય થાય, જે ઉપાયથા બુદ્ધિવૃત્તિની પ્રબળતા અને સૂક્ષ્માનુભાવકતા ઉત્પન્ન થઇ સંસારની ખોટ દૂર થાય, જે ઉપાયથી હૃદયવૃત્તિને વિસ્તરીને જીવને સ્વતંત્ર કરી સુખની રમતમાં છૂટો કરે, તે ઉપાય કરતાં મનુષ્યને બીજી ઊત્તમ વસ્તુ શી છે? પરન્તુ એ ઉપાય શો છે? અમે એનો જબાબ કાવ્ય આપીએ છીએ. દુનિયામાં શિક્ષણ આપવાના જેટલા ઉપાયો છે તેમાં કાવ્ય સર્વથી શ્રેષ્ટ અને અપૂર્વ ફલ ઉ-

સ્પન્ન કર્તા છે, કેવી રીતે કાવ્યથી આ મહાન્ ઉ-દ્દેશ પુરો થાય? અમે પહેલાં કાવ્યના વિષય લખ્યા પછી તે વિષે ચર્ચા કરી શું.

સૌન્દર્ય અને સત્ય જ કાવ્યનો સાર છે એટલા માટે સૌન્દર્ય અને સત્ય કોને કહેવામાં આવે છે એ જાણી લીધાથી કાવ્ય સમજવું મુશ્કેલ પડનાર નથી. અમે પહેલાં સૌન્દર્ય અને સત્ય વિશે ટૂંકામાં લખ્યા પછી બીજાનું વર્ણન કરીશું.

દુનિયામાં કેટલીક વસ્તુઓ સુન્દર અને કેટલીક વસ્તુઓ બદસુરત નામથી ઓળખાય છે. આ સુન્દર છે, પેલી ખરાબ છે, આવો વિચાર થવાનું કારણ શું છે? અમે સાધારણ રીતે એની આવી વ્યાખ્યા કરીએ છીએ કે જેનાથી અન્તઃકરણ ખેંચાય અને જેમાં તન્મય થઈ જવાય તેને સુન્દર કહેવામાં આવેછે, અને જેનાથી અન્તઃકરણમાં ધિક્કાર છુટે તેને કદરૂપ કહિએ છીએ.

સૌન્દર્યના પ્રકાર બે છે. વસ્તુને આધારે અને અવસ્થાને આધારે. વસ્તુના અંગના સૌન્દર્યમાં વસ્તુનો રંગ, રસ, ગંધ વગેરે ગુણની સાથે આપણી ઇન્દ્રિયોનો એવો સંબંધ રહેલો છે કે એના સ્પ-

શીથી જ અન્તઃકરણમાં એક જાતનો સુખનો વિકાર ઉત્પન્ન થાયછે. ગુલાબના ફુલની સુગંધ આપણું મન ખેંચીને સુખનો અનુભવ કરાવેછે. નરકના વાસથી શરીરમાં ધ્રુજારો ઉત્પન્ન થઇને મન ત્યાંથી દોડવા ઇચ્છે છે, પરન્તુ વળી તે ગુલાબની સુગંધમાં કદાચ એક નરકનો કીડો સંકુચિત થઇને નાસતો નરકના વાસમાં જઇને સુખથી રમશે. આ જગત્‌માં ગુલાબ મનુષ્યને સુન્દરછે, નરક નરકના કીડાને સુન્દર છે, તેથી વસ્તુના ગુણની સાથે જીવની ઇન્દ્રિયોના સંબંધમાં વસ્તુના સૌન્દર્યની ઉત્પત્તિ થઇ છે. અવસ્થાને લીધે સૌન્દર્યના ભાવ મોટામાં મોટા આ છે. સરખાપણુ, નવાઇ, છૂપીશોધ, પૂર્ણતા, યાદદાસ્તની ઉદ્દિપના, સમવેદનાની ઉત્તેજના, ઘણો સમાવેશ, ન્યાય સમાવેશ અને કલ્પના છે.

એક વસ્તુની સાથે બીજી વસ્તુનું સરખાપણુ જોયાથી આ બે વસ્તુમાં વસ્તુગત સૌન્દર્યમાં કંઇ પણ જૂદાપણુ નહિ હોય તો આવી સરખાપણાના વસ્તુના કારણથી અન્તઃકરણ ખેંચાય છે અને તેથી સુખ ઉપજે છે. આ સુખની ઉત્પત્તિ થાય છે તે કેવળ વસ્તુના સરખાપણાથી જ થાય છે,

વસ્તુના સૌન્દર્યથી સુખ ઉપજતું નથી, એ વાસ્તે અમે એને વસ્તુને અંગે સૌન્દર્ય છે એવું ન-નહિ કહેતાં અવસ્થાને અંગે સૌન્દર્ય છે એવું કહિએ છીએ. એવી વસ્તુ છે કે જેની પહેલાં આપણને તે વસ્તુનું જ્ઞાન નથી ત્યારે તે જોઇને સુખ ઉપજે છે તેનું કારણ એ છે કે તેમાં વિશેષ સૌન્દર્ય નહિ હોવા છતાં નવું હોવાથી આપણા મનમાં સુખ ઉપજે છે. આ નવી નવાઇ પણ અવસ્થાગત સૌન્દર્ય છે, છુપી તપાસ અને પૂર્ણતામાં પણ તેવી જ સુન્દરતાની ઉત્પત્તિ થાય છે, જેમાં રસ જલદીથી ઉત્પન્ન થાય છે, તેમાં આનન્દ ઓછો હોય છે. જેમા છુપો ભેદ હોય છે, શોધવાની ઇચ્છા ઘણી બળવાન થાય છે, તેમાં સર્વ કરતાં વધારે આનન્દ મળે છે. તેથી પણ જેમાં વધારે ઉંડો ભેદ હોય છે, બુદ્ધિ તેનું મૂળ શોધી શકતી નથી, ઘણે દૂર દોડ્યા છતાં પણ પોતાને તે મેળવવાને અસમર્થ સમજે છે, ત્યારે ચારે બાજુએથી ગંભીર સૌન્દર્યનો ભાવ આવીને તેને પરિતૃપ્ત કરી નાંખે છે. તે સુન્દરતા તેની આગળ સર્વદા નવી રહે છે, અને હમેશા અનુશી-

લન અને હમેશાંની સુખની વસ્તુ થઇ પડે છે. સૃષ્ટિના છુપા તત્વ આપણે ખોળી શકતા નથી તેથી જ દુનિયા આપણી આગળ અક્ષય સૌન્દર્યમાં પરિપૂર્ણ અને અનન્ત અનુશીલનની વસ્તુ છે. સૃષ્ટિનું કાર્ય આપણી આગળ સર્વદા નવું અને સર્વદા સુખનો ભંડાર છે. તેમ શેક્સપિયરની હુમલેટની પ્રકૃતિનું મૂળ ક્યાં છે તે આપણે શોધી શકતા નથી. એ વાસ્તે જ એ આપણી પાસે સર્વદા નવી અને સર્વદા અનુશીલનને યોગ્ય તેમ હમેશા સુખની વસ્તુ થઈ રહેલી છે.

યાદદાસ્તની ઉદ્દીપનાથી પણ તેવાજ સૌન્દર્યની ઉત્પત્તિ થાય છે. એક વસ્તુ સામાન્ય રીતે સુન્દર હોય તો પણ જો તેને કોઈ સુન્દર જગાની યાદ દેવાડે અને તે સુન્દર જગાની યાદ આવ્યાથી જો એને કોઇ પ્રિય સમાગમની વાત યાદ આવે, અને તે પ્રિયજનની પ્રેમની વાતચીત મધુર ભાષણ વગેરે બનાવ એકના પછી એક યાદ આવે તો જેટલી તે વસ્તુ આવીને સ્મરણ શક્તિને ઉત્તેજિત કરે અને જેટલી તે યાદદાસ્ત આપણને મનપસંદ થાય તેટલું એનું સૌન્દર્ય વધે છે, અ-

ભિજ્ઞાન (ઇધાણી) ની વીંટી જોયાથી રાજા દુષ્ય-
ન્તના મનમાં આવી રમણીય સ્મૃતિ આવી હતી,
કણ્વમુનિનું રમ્ય તપોવન, સખિયોથી વિટાયલી
કાનન વિહારી સરળ શકુન્તલા, પ્રેમ વિકાર, વા-
તચીત, ગાન્ધર્વ વિવાહ' લીલાની રમત અને પ્રિ-
યતમા પત્નીનો વિચ્છેદ, જૂદા પડવાની વેળાએ
પ્રેમના સ્મરણને માટે આ અભિજ્ઞાન વીંટી યાદ-
દાસ્ત રાજાના મનમાં એકદમ આવી દુર્વાસાના
શાપની વિસ્મૃતિની સખ્ત શાંકળથી તેનો સ્વર્ગનો
દરવાજો બંધ કરી રાખ્યો હતો, વીંટીએ તે દર-
વાજો ઉઘાડયો, ફરી સ્મૃતિ પટ ઉપર તે સુખ
ધામ જોયું. વીંટી રાજાને કેવી કીંમતી, કેવી સુ-
ન્દર થશે તે કોણ જાણતું હતું? આ સૌન્દર્ય
અને અમૂલ્યતા વીંટીનુ વસ્તુગત સૌન્દર્ય કે અ-
મૂલ્યતા કહેવાય નહિ, તે કેવળ યાદદાસ્તની ઉદ્દી-
પનાથી જ ઉત્પન્ન થયું હતું.

સમવેદનાની ઉત્તેજનાથી પણ સૌન્દર્યની ઉત્પ-
ત્તિ થાય છે. એક અનાથ બાળક પોતાની દુઃખી
હાલતથી ખેદ કરતો રસ્તામાં બેઠો છે તેની પાસે
એક સુન્દર ધનવાનનો છોકરો પ્રફુલ્લ ચિત્તથી ના-

ચેછે. તે જોયાથી કદાચ અમારૂં મન પેલા અનાથ બાળકના વિષમ ભાવથી ખેંચાશે. તે સુન્દર નહિ હશે તો પણ અમે કદાચ તેને ખોળામાં લઇને મુખ ચુમ્બન કરીશું, તે અમારી આગળ ધનવાન સુન્દર બાળકના કરતા વધારે સુન્દર જણાશે.

વસ્તુ ઘણી એકઠી હોવાથી પણ એક જાતના લોકાતીત સૌન્દર્યની ઉત્પત્તિ થાય છે. એક એક નક્ષત્રનું સૌન્દર્ય છે પણ અગણ્ય તારાથી શેભાયમાન આકાશનું એક જાતનું જૂદુંજ સૌન્દર્ય જણાય છે. એક એક ઝાડના સૌન્દર્યથી એક મહારણ્યનું સૌન્દર્ય વધારે જણાય છે, એક એક ટીપા પાણીના કરતાં મહાસાગરનું સૌન્દર્ય વધારે હોય છે, એક એક પથરાના સૌન્દર્યના કરતાં વિશાળ અભ્રભેદી હિમાલયનું સૌન્દર્ય વધારે છે.

વસ્તુના ન્યાય સમાવેશથી પણ સૌન્દર્યની ઉત્પત્તિ થાય છે. જેમ કે, પડદા, મૂર્ત્તિ, ચિત્રો, દીવાની હાર, નાટકશાળાની શોભા, ઝાડોની હાર, પાંદડાં, ઝરા, માર્ગની સારી રચના અને જ્યાંત્યાં વિલાસ, બગીચાની શોભા વગેરે.

હવે અમે કલ્પનાના સૌન્દર્યે સંબંધી વિવેચન કરીએ છીએ. કલ્પનાનું સૌન્દર્ય બે જાતનુંછે, સંભવ સૌન્દર્ય અને અસંભવ સૌન્દર્ય. જે સૃષ્ટિમાં આપણે ઘણું કરીને જોઈ શકતા નથી, તોપણ સૃષ્ટિના નિયમ પ્રમાણે સંભવતું છે. જે કેવળ આપણે આકાંક્ષાથી ગોઠવીને જોઇએ છીએ, તેજ સંભવતું સૌન્દર્ય છે અને જે સૃષ્ટિમાં જોઈ શકતા નથી, સૃષ્ટિના નિયમાનુસારે પણ સંભાવ્ય હોતું નથી, ઇચ્છાનો પણ જેની સાથે સંબંધ નથી, તેને જ અસંભવ સૌન્દર્ય કહેવામાં આવેછે. વાલ્મીકિની સીતા, શેકસપિયરની ડેસડિમોના અને લિયર તથા પુરાણમાંનો હરિશ્ચન્દ્ર વગેરે સંભવ સૌન્દર્ય છે. આપણે દુર્દશા, નિર્વેદ લાલચ, જુલમ, અપવાદ અને પ્રાણનાશનાં પણ પ્રેમને પવિત્ર તથા અચલ જોવાની ઇચ્છા કરીએ છીએ, પરન્તુ સૃષ્ટિમાં હજી સુધી આ સઘળી મુસ્કેલી ભરેલી પરીક્ષામાં પાર થઇને પ્રેમ ઘણોખરો જોતા નથી; તો પણ સૃષ્ટિમાં એમ થવું સંભવ છે અને થઇ શકેછે. વાલ્મીકિએ સીતામાં, અને શેકસપિયરે ડેસડિમોનામાં તે ઇચ્છેલી મૂર્તિ રચી છે. માણુસની આકાંક્ષા

પૂર્ણ કરવા માટે સર્વ ત્યાગી થવાની આપણે ઇચ્છા કરીએ છીએ, પરન્તુ દુનિયામાં તેનાં ઘણા ઉ-ઉદાહરણ જોતા નથી. શેકસપિયરના લિયરમાં અને પુરાણમાં હરિશ્ચન્દ્રમાં તે આકાંક્ષિત ગુણ દેખાડ્યા છે.

દેવતા, અપ્સરા, ગંધર્વ, કિન્નર, યક્ષ વગેરે ભારતીય કવિ કલ્પના અને હોમરના કાલિપસ. શેકસપિયરના એરિયલ વગેરે આ સર્વ અસંભવ સૌન્દર્ય છે એટલે એ સૃષ્ટિના શિવાયના ઉત્પત્તિ છે. પરન્તુ એ સૃષ્ટિની બહારની પેદાશ હોવાછતાં પણ સૃષ્ટિને છોડીને કંઈ નથી, કારણ સૃષ્ટિ છોડીને આપણે કંઈ પણ જ્ઞાન મેળવતા નથી; સૃષ્ટિમાં જે કંઈ જોયું છે, સાંભળ્યું છે તથા અનુભવ કર્યો છે, તેમાં જ આપણી જ્ઞાનની હદ છે, અને તે જ્ઞાનથી બહાર કલ્પનાની કંઈ પણ રચના કરવાની શક્તિ નથી. જન્મથી આંધળો માણસ રંગની કલ્પના કરી શકતો નથી. જન્મથી બહેરો કદી સ્વરનો ભાવ અનુભવ કરી શકતો નથી, આપણી ઇન્દ્રિયો જ્ઞાનની વસ્તુઓ લઈને જ કલ્પનાને ભાગી તોડીને બીજી મૂર્ત્તિ તૈયાર કરેછે, પરન્તુ તેની સર્વ

વસ્તુ સૃષ્ટિની હોયછે. જેમ સ્વચ્છ પાણીના પ્રતિબિંબો, પાણીના ચાંચલ્યમાં જૂદા પડીને એક બીજાની જોડે મળીને નવી અદ્‌ભુત મૂર્ત્તિ દેખાડે છે તે પૂર્વ છાયાના પ્રતિરૂપ તરીકે જણાતી નથી, પરન્તુ પાણી સ્થિર થયાથી પોત પોતાના પાછા જેમ પોતપોતાના અંગમાં મળીને પૂર્વનું રૂપ ધારણ કરેછે, તેમ અસંભવ કલ્પના, સૃષ્ટિની સામગ્રીમાંથી રચાયલી હોવા છતાંપણ એ એક સ્વતંત્ર પેદાશ જેવી જણાયછે, પરન્તુ જૂદી કર્યાથી સૃષ્ટિના બહાર કંઇજ રહેતું નથી.

જેટલા પ્રકારના સૌન્દર્ય કહેવામાં આવ્યાં છે તેમાં આ અસંભવ સૌન્દર્યનું માહાત્મ્ય સર્વ કરતાં ચઢીયાતું છે, કારણ એમાં અન્તઃકરણનું આકર્ષણ અને મુગ્ધ કરવાની શક્તિ સર્વ કરતાં વધારે હોય છે, અને એ આપણને આ લોકમાંથી લઇ જઇને ક્ષણ કાલને માટે ઉત્કૃષ્ટ લોકમાં ફેરવેછે આ. અસંભવ સૌન્દર્યની સાથે આપણી ઇચ્છાનો કંઈ પણ સંબંધ રહેતો નથી. આ સૌન્દર્ય રચવાથી એમાં આપણું મન પહેલાં ચમકિત થાયછે, ત્યાર પછી આકાંક્ષાવાળું થાયછે અને ત્યાર પછી ખેંચાયછે.

સત્યના સંબંધમાં અમે એટલુંજ કહીશું કે જે

બહારના આ જગત્માં અને માણસના અન્તર્માં નિત્ય બને છે, તે બનાવ સ્વતઃ સિદ્ધ અને સત્ય છે. આ સ્વતઃસિદ્ધ સત્યના ઉપર સૌન્દર્યનો આ-રોપ થવાથી કાવ્ય રચાયછે. આ સૌન્દર્યની અંદર જેટલું સત્ય મિશ્રભાવથી રહેછે તેટલું કાવ્ય ઉપ-ભોગ અને અનુશીલનની વસ્તુ થાયછે, અને તેટલી કાવ્યની ઉત્કૃષ્ટતા બને છે. કારણ જેટલું સત્યનું મૂળ કાવ્યની અંદર ખુલ્લુ હોયછે, તેટલું તે અ-નુશીલનની વસ્તુમાં આવેછે, વળી જેટલું સત્ય અ-ન્દર હોયછે તેટલું સૌન્દર્ય બહારથી ખીલેછે, ટૂંકામાં તેટલું તે ઉપભોગની વસ્તુ થાયછે.

પશ્ચિમ તરફના પંડિતોએ કાવ્યને અનુકરણ કળાની સંજ્ઞા આપીછે. તેઓ જુએછે કે, ચિત્ર, પુતળાને કોતરવા, કવિતા વગેરે સર્વ સૃષ્ટિના અ-નુકરણથીજ રચાયછે; અને જેટલું એ સૃષ્ટિનું બ-રોબર અનુકરણ કરેછે તેટલું એનું ઉત્તમપણું વ-ખણાય છે, પરન્તુ અમે કાવ્યને અનુકરણ સંજ્ઞા આપવાને તૈયાર નથી, ઉલટું પ્રતિકરણ સંજ્ઞા આ-પવાને તૈયાર છીએ. અમે પહેલાં જણાવી ગયા છીએ કે કલ્પના સૃષ્ટિની સામગ્રી લઇને મૂર્ત્તિ

રચવામાં આવે તોપણ એ સ્વતંત્ર સૃષ્ટિ થાયછે. જે સત્યના પાયા ઉપર સૃષ્ટિનું સૌન્દર્ય આરોપિત થાયછે, તે સત્યના પાયા ઉપર બીજી બાજુએ કાવ્યનું સૌન્દર્ય આરોપિત થાયછે. સૃષ્ટિની સૌન્દર્ય મૂર્તિની સાથે કાવ્યની સૌન્દર્ય મૂર્તિનું ઘણું જ જૂદાપણું છે, એક બાજુએ સૃષ્ટિ જગત્ છે, અને બીજી બાજુએ કાવ્ય જગત્છે. એક સત્ય ક્ષેત્રમાં એ જૂદા જૂદા વ્યાપારો છે, કોઇની સાથે કાંઈ પણ સરખાપણું જોવામાં આવતું નથી. તે છતાં બેઉમાં પાસે પાસેનો સરખો વ્યાપારછે. કાવ્યમાં ઘણીક વખતે સૃષ્ટિના સૌન્દર્યના અનુરૂપ સૌન્દર્ય રચવામાં આવેછે ખરૂં, પરન્તુ તેમાં અનુકરણનો હેતુ હોતો નથી સરખાપણાથી સૌન્દર્ય સૃષ્ટિને મારે છે. અનુકરણથી કદી કાવ્ય થઈ શકતુ નથી જેમ સૃષ્ટિ એક જાતની દુનિયા છે, તેમ કાવ્ય બીજી જાતની દુનિયા છે.

હવે સહેલાઇથી જણાશે કે કાવ્ય રચનાનો સાર તથા કૌશલ્ય શુંછે ? એક વેળાએ ખરો અને અપ્રકૃત વિષયનો સમાવેશ શિવાય ઉત્તમ કાવ્ય થતું નથી. આગળ લખી ગયા છીએ કે કાવ્યનો સાર

સત્ય અને સૌન્દર્ય છે. રહેલા બનાવોનું જે સત્ય છે તે જ કાવ્યિક છે; એ વાસ્તે તેનું વર્ણન ક- રવામાં આવ્યું છે; તેના શિવાય દર્શન વિજ્ઞાન વ- ગેરે નિયમાદિ અને મતામતનું જે સત્ય છે; તે કા- વ્યિક કહેવાતું નથી. તેનું વર્ણન કરવામાં આવ્યું નથી. સૌન્દર્યના વિષે જે કંઈ કહેવામાં આવ્યું છે, તેના શિવાય બીજા ઘણા પ્રકારના સૌન્દર્યની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાયછે, પરન્તુ જે કંઈ કહેવામાં આવ્યું છે તેનાથી જણાય છે કે ઉત્પત્તિનો ભાવ સાધારણ રીતે આમ સમજાશે. સૌન્દદર્યનું વિશેષ તાત્પર્ય નહિ સમજ્યાથી ક્ષુદ્ર કવિઓ સંસારના જે- ટલા કંઈ ઝમકતા ઉજ્વળ ગુણવાળા છે તેજ એ- કઠા કરીને પુરેછે અને તેમાં ખરા સમાવેશની ખોટથી આપણું મન તેમાં પ્રવેશ થતું નથી, અને ઉ- જ્વલતાની છટાથી આંખ પાછી ફરેછે. ખરેખરા પ્રતિભાશાળી કવિઓજ સૌન્દર્યનું મૂળ તાત્પર્ય સમજી શકે છે, અને તેમાં કેવી રીતે એકઠું કરવું જોઇએ તેનું પણ તેઓને સ્વતઃસિદ્ધ જ્ઞાન હોય છે, પરન્તુ સાધારણ વાંચનારાઓ તેઓની સૌન્દર્ય રચનાનો ખરો રસાસ્વાદ નહિ ચાખ્યાથી ક્ષુદ્ર કવિઓની

પેઠે ભ્રાન્ત થઇને કાવ્યમાં કેવળ ઉજ્વલ ચાપચિપથી તપાસ ચલાવેછે. આટલી વાર સુધી અમે કાવ્યનો સાર અને મૌલિક વિષયે જે કંઈ વિવેચન કર્યુંછે, ને કેવી રીતે અને કેવી કૌશલ્યથી આ સત્ય અને સૌન્દર્યનો સમાવેશ કરીને કાવ્ય બનેછે તે વિષયે અમે લખવામાં પ્રવૃત થઇએ છીએ.

આગળ લખી ગયા છીએ કે સત્ય અને સૌન્દર્ય જ કાવ્યનો સાર છે. એટલા માટે જેમાં કંઈ સત્ય અને સૌન્દર્યનો ભાવ ઉત્પન્ન થાય તેને અમે કાવ્ય સંજ્ઞા આપીએ છીએ. એ વાસ્તે અમે કાવ્ય રાજને બે ભાગમાં વ્હેંચીએ છીએ. જેમકે જડમૂર્તિ કાવ્ય અને સ્વર મૂર્તિ કાવ્ય. જે સૌન્દર્યનો ભાવ કવિના મનમાં ઉત્પન્ન થયાથી જડ વસ્તુનું અવલંબન કરીને મૂર્તિ ધારણ કરે છે તેને જ જડમૂર્ત્તિ કાવ્ય કહેવાય, અને કંઠ તથા વીણાદિ સ્વરને અવલંબીને મૂર્ત્તિ ધારણ કરે તેને જ સ્વરમૂર્તિ કાવ્ય કહિએ છીએ.

ધાતુ, પથ્થર, લાકડાં અને માટી વગેરે પદાર્થથી ખોદીને અને બનાવેલી મૂર્તિઓ અથવા એને લગતી બીજી જે કંઈ કવિના સૌન્દર્ય ભાવની સૃષ્ટિ

છે, તેને જ જડમૂર્તિ કાવ્ય કહેવાય. અમે જડમૂર્તિ સૌન્દર્યને કાવ્યની સંજ્ઞા આપીએ છીએ, કારણ તે એક જ આકારથી ઉત્પન્ન થાયછે અને એક જ પ્રકારનું ફળ ઉત્પન્ન કરેછે, જ્યારે આમ એક જ આકાર અને ફલ ઉત્પન્ન કરેછે, ત્યારે તેની એક સંજ્ઞા કેમ ન અપાય? તેથી અમે જડમૂર્તિ અને સ્વર મૂર્તિ કાવ્યના આ બે નામ નવાં પાડયાં છે. આધાર ભેદથી એક વસ્તુની જૂદી સંજ્ઞા થઈ શકતી નથી કવિના કાવ્યથી રચેલી મૂર્તિમાં પણ જે સૌન્દર્યછે તે સૌન્દર્ય કોતરેલી બનાવેલી અથવા ચિતરેલી મૂર્તિમાં પણ હોયછે. બેઉ સરખી રીતે મુગ્ધકર હોયછે.

પહેલાં લખી ગયા છીએ કે સ્વર મૂર્તિ કાવ્યમાં સૌન્દર્ય સ્વરને અવલંબીને મૂર્તિ ધારણ કરેછે. સ્વર તથા શબ્દ બે પ્રકારના છે. પ્રકૃતિ ગત અને રચેલા. આ પ્રકૃતિગત અને રચેલા સ્વરને આપણે બેઉ પ્રકારની ભાષા કહિએ છીએ પ્રકૃતિ ગમ તથા સ્વાભાવિક ભાષા જે જૂદી છે. એ તેઓની જાતિ સાધારણ જાણવા પામેછે. મનુષ્યની પણ જાતિ સાધારણ જાણવામાં આવે એવી ભાષા છે. ક્રોધ, શોક, દુઃખ, હર્ષ, વિષાદ ઇત્યાદિમાં આપણે જે વિશેષ

અવાજ વિશેષ કાઢીને પ્રકાશ કરીએ છીએ એ સર્વ અવાજ વિશેષ દ્વારાથી આપણે અન્તર્‌ના કોઈ ભાવ વિશેષમાં પ્રકાશ કરીએ છીએ, તે માણસ માત્ર સમજી શકે છે. ક્રોધનો મોટો અવાજ, શોકનો કરૂણાવાળો પ્રવાદ અને હર્ષનો ઉલ્લાસ ઉચ્છ્વાસ પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી તમામ માણસ જાત એકમેક સમજેછે. રચેલી તથા કલ્પનાથી કરેલી ભાષા પૃથ્વીના તમામ માણસોને સમજવી એ તો એક બાજુએ રહી પણ એક પ્રદેશના માણસો બીજા પ્રદેશના માણસોની ભાષા સમજી શકતા નથી. કાલ્પનિક ભાષાની ઉત્પત્તિ મનુષ્ય કલ્પનાની પહેલી. ઉત્પત્તિ છે. માણસ સુધારાની શીડી ઉપર એટલો બધો ચઢયો છે તોપણ હજી આશાનો અને જરૂરનો ગુલામ છે. ઘણા પ્રાચીન કાલથી જંગલીપણામાં માણસ જે સર્વે રીતે જરૂરીઆતનો ગુલામ અને બીજાની મદદ લેવા આતુર છે તેમાં શું કંઈ સંદેહ છે? સ્વજાતિના પ્રત્યે સ્વજાતિ જાણીને જે વિશ્વાસ માણસને ખેંચેછે એ જ જનમંડળ બંધારણનું પહેલું કારણ છે. જનમંડળ બંધાતાં જ કાલ્પનિક ભાષાની ઉત્પતિ થઇ. એક જનમંડમાંના

માણસો એકમેકના મનનો ભાવ જાણવા ઇચ્છે છે ત્યારે તેઓને જડ વસ્તુને અને મનથી ઉપજાવેલા ભાવને સાધારણ જણાયછે. એ વાસ્તે એક એક નામ આપેછે. એ નામ તેઓની મરજી મુજબ કલ્પિત થાયછે. અને આ સર્વ કલ્પિત નામ ધીરે ધીરે તેઓની ભાષા રૂપ ધારણ કરે છે, જે મરજી પ્રમાણે કલ્પિત હોયછે, તે સર્વ જનમંડલમાં સાધારણ થઈ શકતી નથી. એક એક જનમંડલમાં એક એક રૂપ હોયછે. એ વાસ્તે કાલ્પનિક ભાષા પૃથ્વીમાં ઘણી જાતની છે,

અમે સુરને ભાષા સંજ્ઞા આપીએ છીએ. કારણ જે કંઠ, તાળુ વગેરે શરીરના યંત્રોથી ઉચ્ચારિત થઇને એક અન્તઃકરણનો ભાવ બીજા અન્તઃકરણમાં સમજાવે છે. કાલ્પનિક ભાષાનો પણ એવો જ નિયમ છે. વાજાના સુર કંઠ તાળુથી ઉચ્ચારિત નહિ હોવા છતાં પણ એ કંઠતાળુ સુરનું અનુકરણ માત્ર છે. અવાજને ભાષા કહેવાનાં બીજા ઘણા કારણ છે. અવાજની સાથે અન્તર્નો એવો સંબંધ છે કે તે અંતર્ જ સમજી શકે છે, પણ બુદ્ધિ તે સમજી શકતી

નથી. અન્તર્‌ની સાથે સુરનો સંબંધી જે સમજી શકે છે, તે એકીવારે અમારા અન્તર્‌ની સાથે વાત કરી શકે છે. આ સુરની વર્ણમાળાના મોટામાં મોટા સાત વર્ણ છે, અને અડદા તથા પા ભાગનુસારે બીજી ઘણીક વર્ણ સંખ્યા થઇ શકે છે. એમાંના કેટલાક સુકંઠથી અથવા યંત્રથી ધ્વનિત થયાથી અન્તઃકરણમાં પણ તે ધ્વનિથી પ્રતિધ્વનિત થાય છે. જાણે તેનો કોઇ ઓળખીતો સગો તેનો દરવાજો ઠોકતો હોય છે એવું જણાય છે. અન્તર્‌ તે સુરને ઓળખે છે, શું સમજ્યા તે તે જાણે છે. આવી રીતે વિશેષ વિશેષ કેટલાક સુર ધીરે ધીરે નિયમાનુસારે એકત્ર થાય છે, તેથી અન્તઃકરણ એક મોટામાં મોટો વ્યાપાર સમજી લે છે. સૃષ્ટિના પૂર્વે જ્યારે કંઇ નહોતું, પરમાણુની સત્તાનું અનુમાન માત્ર હતું ત્યારે તેની ભાષા પણ થઈ શકતી નથી, વસ્તુ નહિ હોવા-થી ભાષા દેખાડ્યાથી શું સમજાય ? આ અનન્ત શૂન્ય, અસૃષ્ટિએ આપણે આપણા વિચાર આણી શકતા નથી આપણને સમજવાનો બીજો કંઇ પણ ઉપાય નથી. જો કંઇ હોય

તો તે સુર છે; અવાજ એકમેકની સાથે મળીને અન્તર્માં એવા એક ભાવને ઉત્પન્ન કરી શકે છે કે જાણે આપણે દશ બાજુઓ તે અનન્ત શૂન્યમય જોતી હોય છે. એક પ્રસિદ્ધ યુરોપિયન સંગિતવિ સુરની દ્વારા આ અનન્ત શૂન્યને મનુષ્ય મનની સિદ્ધતા કરી છે. સુરની દ્વારા ઋતુઓનો ભાવ ઉત્પન્ન કરાય છે. પ્રભાત, સંધા ઇત્યાદિ ભાવ ઉત્પન્ન કરી શકાય છે. ખરેખર સુરની શક્તિ અતિ અદ્‌ભુત છે. અમે સુરને ભાષાને સારભાષા કહિએ છીએ.

અન્તઃકરણના ભાવોદ્દીપક એક એક સુરને એક એક રાગ કહે છે. શિલ્પ અથવા ચિત્ર મૂર્તિની પેઠે રાગમાં પણ તેના ઉદ્દીપ્ત ભાવનાં કારણ હોય છે,

અથવા વિષય કોઈ રીતે સમજાવી શકતા નથી. રસોદ્દીપક એક રાગ સાંભળ્યાથી મનમાં કરુણા ભાવનું ઉદ્દીપન થાય છે; પરન્તુ કરુણાનું કારણ શું છે, અને વિષય શો છે?—શું વિચ્છેદની કરુણા છે કે શોકની કરુણા છે, શું તે આશાભગ્નની કરુણા છે, અમે કંઈ સમજી શકતા નથી. વિચ્છેદથી ને કરુણા ઉત્પન્ન થાય તો તેનું વર્ણન શું?

શોકથી કરુણા જો થાય તો તેનું વિવરણ શું? આશા ભંગથી જો કરુણા થાય તો તેનું વિવરણ શું? એવી ઇચ્છા ઉત્પન્ન થાય છે. પરન્તુ રાગ એ આકાંક્ષાને કોઈરીતે તૃપ્તિ કરી શકતી નથી.

સ્વરમૂર્ત્તિ કાવ્ય પહેલ વહેલા આ રાગ મૂર્તિમાં ઉત્પન્ન થાય છે ,અને ધીમે ધીમે ઉન્નતિથી આપણી એક રીતે સર્વે આકાંક્ષાની પૂર્ણ પરિતૃપ્તિ કરે છે.

## કાવ્ય સ્વરૂપ.

અલૌકિક Teyperphysical આનંદ જનક (અત્યન્ત ચમત્કાર જનક) રચનાને કાવ્ય Poetry કહે છે.

આ ઠેકાણે ઘણાકો આવું કહેશે કે, જો આનન્દજનક રચનાજ કાવ્ય થાય તો જે ગ્રન્થમાં શોક ક્રોધ, ભય અને ધિક્કારજનક રચના છે તેને કાવ્ય કહિ શકાય કે નહિ જરા વિચાર કરીને જોવાથી આ સંશય એકવારે નીકળી જશે. કારણ કે ઉપલા સર્વે સ્થલમાં પણ શોકાદિ મિશ્રિત અનિર્વચનીય આનન્દનો અનુભવ મળે છે. જુઓ સી-

તાના વનવાસની કરુણ—રસપૂર્ણ સ્થલો વાંચીને સર્વને શોકોદય થાય છે, તોપણ એ વાંચતા વાંચતા કાંઇપણ દુઃખાનુભવ કરતા નથી ઉલટા સર્વે ઉત્સુકતા અનુભવ કરે છે. વળી દુઃશાસનને લીધે દ્રૌપદીના કેશોને ખેંચવાનું કામ, કાવ્ય પાઠ અથવા નાટય જોઇને કોઇ સામાજિક માણસના મનમાં લજ્જા ઉત્પન્ન ન થાય. સભામાં સનાથ સ્ત્રીને અનાથ સ્ત્રીની પેઠે વિવસ્ત્ર કરતા જોવાથી કોઈ શાન્તશીલ માણસ ક્રોધથી અધીર તથા ધિક્કારથી નીચુ માથું ન ઘાલતા પ્રસન્નચિત્તથી રહી શકેછે. આ દુઃખાવસ્થાનો વિષય કાવ્યમાં વાંચ્યાથી અથવા નાટક જોયાથી તથા વાંચનારના મુખથી સાંભળતાં વાંચનાર અને જોનારને અભિનેતાઓની પેઠે સમદુઃખ—સુખી જોવામાં આવે છે. કોઇ માણસની દુઃખની વાર્ત્તા સાંભળતા સામાજિકોના અન્તઃકરણમાં દુઃખની ઉત્પતિ થાયછે, તથાપિ એ દુઃખિત માણસની દુઃખાવસ્થાના વિષય કાવ્યમાં વાંચ્યાં તથા નાટકાદિ જોવામાં અને શ્રવણમાં તેઓની વળી ઘણી અધીરાઇ તથા મન ખેંચાયલું જોવામાં આવે છે. કોઇ વિષયમાં આનન્દ નહિ

ઉત્પન્ન થયાથી તે વિષયમાં ઔત્સુક્ય અથવા ધ્યાન ખેંચાતું નથી તેમજ નિમગ્ન થવાતું નથી, તેથી આવી જગાએ શોક, દુઃખ, ક્રોધ અને લજ્જાદિ જનિત જે એક પ્રકારનો અલૌકિક આનન્દ ઉત્પન્ન થાય છે તેમાં કંઈ સન્દેહ નથી.

કાવ્ય રસ, ભાવ, ગુણ, અલંકાર અને રીતિ વગેરેથી સુરચિત થયાથી આનન્દજનક થાય છે.

ઘણું કરીને કોઇ નાયક અથવા નાયિકા તથા બેઉને અવલંબીને કાવ્ય રચાય છે.

કાવ્યનો પ્રધાનતઃ વર્ણિત પુરુષ નાયક (અર્થાત્ નેતા) (Hero or Leading character) નાયક ઘણું કરીને દાતા, કૃતી, સુન્દર, રૂપવાન જુવાન, ઉત્સાહી, કામમાં કુશળ, લોકપ્રિય, તેજસ્વી, ચતુર, નિનીત, પ્રિયમ્વદ, વાગ્મી, સુરિમચિત, વિદ્વાન્ અને સુશીલ રૂપથી વર્ણન કરવામાં આવેછે. નાયક ચાર જાતનાંછે જેમકે ધીરોદાત્ત, ધીરપ્રશાન્ત, ધીરોદત અને ધીરલલિત.

ધીરોદાત્ત–જે માણસ પોતાની બડાઈ જ મારે, હર્ષ અથવા શોકમાં અભિભૂત ન થાય, વિનથી ગર્વને છુપાવી રાખે અને જેવું વચન આપે છે તે

પૂરૂં કરે છે તેને ધીરોદાત્ત કરે છે, જેમકે **રામ-ચન્દ્ર** અને **યુધિષ્ઠિર**.

ધીરપ્રશાન્ત—જેનામાં સામાન્ય ગુણ વધારે હોય તેને ધીર પ્રશાન્ત કહેછે. જેમકે **માલતી માધવમાં માધવ**.

ધીરોદ્ધત—માયાવી, ઉદ્ધત, ચચલ, અહંકાર અને ગર્વમાં પરિપૂર્ણ અને પોતાની બડાઈ મારવામાં સર્વદા આગળ પડતો, એવા માણસને ધીરોદ્ધત ક-હેવાયછે. જેમ **ભીમસેનાદિ**.

ધીરલલિત—જે માણસ નિશ્ચિન્ત, નમ્ર અને નૃત ગીતાદિમાં આસક્ત તેને ધીરલલિત કહેછે. જેમકે **રત્નાવલી** વગેરેમાં **વત્સરાજાદિ**..

નાયકની પેઠે સદ્ગુણવાન સતી સ્ત્રી કાવ્યની ના-યિકા (Heroine) નાયકના વિરોધી માણસને પ્રતિનાયક (Rival) કહેછે.

કાવ્ય ગદ્યમાં, પદ્યમાં અથવા બેઉમાં રચિત થાયછે. છન્દ વિનાની રચનાને ગદ્ય અને છન્દોદ્ધ રચનાને પદ્ય કહેછે.

ગદ્ય તથા પદ્ય કાવ્ય, દૃસ્ય અને શ્રવ્ય આ બે પ્રકાર છે. જેનો અભિનય થાય તેનું નામ દૃસ્ય.

કાવ્યછે, અને જેનું શ્રવણ શિવાય દર્શન થતું નથી તેને શ્રાવ્ય કાવ્ય કહેછે.

## કાવ્યના પ્રકાર

સંસ્કૃત અલંકારિકો સાહિત્યશાસ્ત્રને બે મોટા ભાગમાં વ્હેંચે છે, શ્રવ્ય કાવ્ય તથા દૃશ્ય કાવ્ય તેઓએ આ બે ભાગમાં બધા સાહિત્ય શાસ્ત્રનો સમાવેશ કર્યોછે. શ્રવ્ય કાવ્ય ત્રણ પ્રકારના છે, પદ્યમય, ગદ્યમય અને ગદ્ય પદ્યમય. પદ્યમય કાવ્યના ત્રણ પ્રકાર છે; મહાકાવ્ય, ખંડકાવ્ય અને કોષકાવ્ય ગદ્યમય કાવ્યને અલંકારિકો કથા તથા આખ્યાયિકા આ બે ભાગમાં વિભક્ત કરેછે. પરન્તુ આ બે ભાગ એવા તો સામાન્ય છે કે એઓનો બે ભાગનો વિભાગ અનાવશ્યક તથા અકિંચિત્કર છે. ગદ્ય પદ્યમય કાવ્યને ચંપૂ કહેછે. ચંપૂ કાવ્યનો વિભાગ નથી.

## મહાકાવ્ય

કોઈ દેવતા, અથવા સદ્‌વંશથી ઉત્પન્ન થયલો બહુ ગુણવાન્ ક્ષત્રિય, અથવા એક વંશથી ઉત્પન્ન થયલા પુષ્કળ રાજાઓનું વૃત્તાન્ત લઇને જે કાવ્ય

રચવામાં આવે, તેને મહાકાવ્ય કહેછે. મહાકાવ્ય જૂદા જૂદા સર્ગ એટલે પ્રકરણમાં વ્હેંચાયલું હોયછે. સર્ગની સંખ્યાથી વધારે ન હોયતો તેને મહા કાવ્ય કહેવામાં આવતું નથી. સંસ્કૃત ભાષા જેટલાં મહાકાવ્યય છે તેમાં બાવીશથી વધારે સર્ગ જો- વામાં આવતા નથી. કોઈ પણ મહાકાવ્ય પહેલેથી છેલ્લે સુધી એક છંદથી રચેલું નથી; દરેક સર્ગ જૂદા જૂદા છંદમાં રચેલા છે. સર્ગની આખરે એક, બે અથવા વધારે બીજા છંદની કવિતા હોયછે. સર્વ સર્ગજ એક એક જૂદા જૂદા છંદથી રચેલા હોતા નથી. મહાકાવ્યમાં બે, ત્રણ. ચાર, પાંચ પણ એક છન્દથી રચેલા જોવામાં આવેછે. કેટલા સર્ગ નાના પ્રકારના છન્દથી રચેલા હોયછે. સર્ગો ઘણા જ ટુકા અથવા ઘણાજ લાંબા હોતા નથી. સર્ગની આખરે સર્ગની વૃત્તાન્ત સૂચના હોયછે. મહાકાવ્યો આદિરસ અથવા વીરરસવાળા હોયછે. વચ્ચે વચ્ચે બીજા રસનો પણ પ્રસંગ હોયછે. કવિ, અથવા વર્ણનના વિષય અથવા નાયકના નામ પ્રમાણે મ- હાકાવ્યનું નામ પડેછે.

## ખંડકાવ્ય

કોઈ પણ એક વિષય ઉપર લખેલું ઘણું લાંબુ જે કાવ્ય હોય તેને અલંકારિકો. ખંડકાવ્ય કાવ્ય કહેછે. ખંડકાવ્ય મહાકાવ્યની રીતિ પ્રમાણે રચેલું હોયછે, પરન્તુ મહાકાવ્યનાં સંપૂર્ણ લક્ષણ હોતાં નથી. કેટલાંક ખંડકાવ્ય, મહાકાવ્યની પેઠે સર્ગબંધમાં વેચાયલું હોતું નથી. વળી જે ખંડકાવ્યો સર્ગ બંધ માં વેંચાયલાં હોયછે તેમાં પણ સર્ગની ંખ્યા આઠથી વધારે હોતી નથી.

## કોષ કાવ્ય.

એક બીજાથી જૂદા શ્લોકોને કોષકાવ્ય કહેછે.

## ગદ્ય કાવ્ય.

તે કાવ્ય આજકાલની નવલકથાઓ છે.

## ચમ્પૂ કાવ્ય.

ગદ્ય પદ્ય મય કાવ્યને ચંપૂ કહેછે.

## દૃશ્ય કાવ્ય

મહાકાવ્ય વગેરે કેવળ સાંભળવામાં આવે છે, એ માટે એઓને શ્રવ્ય કાવ્ય કહેછે. નાટકો, શ્રવ્ય કાવ્યની પેઠે સાંભળવામાં આવેછે; એટલુંજ નહિ

પણ નાટકશાળામાં નટથી ભજવી બતાવીને જોવામાં આવેછે. અને એજ નાટકનો મોટો ઉદ્દેશ છે, એ વાસ્તે નાટકનું નામ દૃશ્ય કાવ્ય કહેવામાં આવ્યું છે. દૃશ્ય કાવ્ય બે જાતનાં છે; રૂપક તથા ઉપરૂપક. રૂપક નાટક પ્રકરણ વગેરે દશ પ્રકારનાં છે ઉપરૂપક નાટિકા, ત્રોટક વગેરે અઢાર જાતનાં છે. અલંકારિકોએ દૃશ્ય કાવ્યના આ અઠ્ઠાવીસ વિભાગ બતાવ્યા છે, તેઓના વિશેષભેદ ગ્રાહક તેવાં કોઈ પણ લક્ષણ નથી. સર્વેથી મોટો ભેદ નાટકનાં લક્ષણોમાં નિરૂપિત છે, દૃશ્ય કાવ્યના બીજા ભેદ પણ તે લક્ષણોમાં છે. આલંકારિકોએ બીજા ભેદનાં, અંક સંખ્યાના વત્તા ઓછા વગેરે જે કેટલાંક વિશેષ લક્ષણ નિરૂપિત કર્યા છે, તે એટલાં તો સામાન્ય છે કે તેની ખાતર, દૃશ્ય કાવ્યના અઢાર વિભાગની કલ્પના ન કરતાં બધાં દૃશ્યકાવ્યને કેવળ નાટક નામથી દેખાડયાં હોત તો વાજબી થાત.

દરેક નાટકના આરંભમાં સૂત્રધાર એટલે ઉપરી નટ, પોતાની સહચરી અથવા બીજા એક બે મિત્રની જોડે રંગ ભૂમિમાં પ્રવેશીને, કવિનું તથા ના-

ટકનું નામ કહેછે અને તે પ્રસંગથી નાટકીય ઇતિ-
હાસની સૂચના કરે છે આ ભાગને પ્રસ્તાવના કહે
છે. જે ઠેકાણે ઇતિહાસના મોટા મોટા ભાગનો
એક રીતે છેડો આવેછે તે તે જગાએ પ્રકરણની
કલ્પના થાયછે. એ પ્રકરણનું નામ અંક હોય છે.
નાટકમાં એકથી દશ સુધી અંકની સંખ્યા જોવામાં
આવેછે. નાટક અથથી તે ઇતિ સુધી ગદ્યમાં રચેલું
હોયછે, કેવળ વચ્ચે વચ્ચે શ્લોકો નાંખવામાં આ-
વેછે. પહેલેથી છેડે સુધી એક ભાષામા રચેલું હોતું
નથી, માણુસ વિશેષના બોલવાની ભાષામાં ફેરફાર
હોયછે, રાજા, મંત્રી ઋષિ, પંડિત, નાયક વગેરે
મોટા મોટા પુરૂષોની સંસ્કૃતભાષા હોયછે. સ્ત્રી, બા-
ળક, અને બીજા અપ્રધાન પુરુષોની ભાષા પ્રાકૃત
હોયછે. પ્રાકૃત ભાષા સંસ્કૃતની અપભ્રંશ ભાષા
છે. આલંકારિકોએ આ અપભ્રંશની જરા જરા
તફાવતથી સત્તર ભેદની કલ્પના કરી છે. સ્ત્રીઓ-
માં પંડિતા તપસ્વિનીઓ સંસ્કૃત બોલેછે. અશુભ
બનાવથી સંસ્કૃત નાટકનો છેડો આણવો ન જો-
ઇએ. સંસ્કૃત ભાષામાં આદિરસ, વીરરસ અને ક
રૂણારસવાળાં પુષ્કળ નાટકો છે.

## ઉપાખ્યાન.

વાર્તાને પ્રસંગ કાઢીને બાળકોને નીતિનું શિક્ષણ આપવા માટે, મનુષ્ય, પશુ, પક્ષીનાં કલ્પિત વૃત્તાંન્તનાં જે પુસ્તકોછે. અથવા ગ્રન્થ કર્ત્તા પોતાની ઇચ્છા પ્રમાણે નાના પ્રકારના લૌકિક અને અલૌકિક વૃત્તાન્તથી જે ગ્રંથો રચેછે તેને ભારત વર્ષીય પંડિતો કાવ્ય નામથી બતાવે છે, કેટલોક ભાગ કાવ્ય નામને લાયક હોતો નથી. સંસ્કૃત ઉપાખ્યાન ગ્રંથો કેવળ પદ્ય તથા ગદ્ય પદ્ય બેઉથી હોયછે. પરન્તુ તેઓ ખરી રીતે કાવ્યની પંક્તિમાં સામેલ થઈ શકતા નથી. એ વાસ્તે કાવ્યને ઠેકાણે તેઓનો ઉલ્લેખ કરવામાં આવતો નથી.

## કાવ્ય ભેદ.

જે કાવ્યમાં ધ્વનિ રહેછે તેને ધ્વનિ કાવ્ય કહે છે અને જેમાં ગુણીભૂત વ્યંગ્ય જોવામાં આવે છે તેનું નામ ગુણીભૂત વ્યંગ કાવ્યછે.

## કાવ્ય સમજવાની વૃત્તિયો.

રસ ઘણુંકરીને કાવ્યમાં બધે સમાયલો હોય છે. એ વાસ્તે કાવ્યના રસને સર્વથી શ્રેષ્ઠ પદાર્થ તરીકે

ગણાય છે. એટલા માટે સર્વેથી પહેલાં તેનું વર્ણન કરવું જોઇએ; પરન્તુ તેની મદદથી રસની ઉત્પત્તિ થાયછે તે પહેલાં નહિ સમજાથી રસ સમજાતો નથી પ્રથમ ભાવ, વિભાવ, અનુભાવ અને સહચરિભાવ લખવામાં આવે છે.

**ભાવ**(Incomplete flavour) કોઈ વિષય વાંચી, સાંભળી અથવા જોઇને વાંચનાર જોનાર અથવા સાંભળનારના અન્તઃકરણમાં અસ્ફુટ પ્રકારે જે એક અનિર્વેચનીય ચિત્ત વિકાર (સુખ દુઃખાદિ) ઉત્પન્ન થાયછે તેનું નામ ભાવ કહેવાયછે.

**સ્થાયિભાવ** (Permanent Condition) જ્યારે ભાવ આપણા અન્તઃકરણમાં દૃઢ રૂપથી થાયછે ત્યારે એને સ્થાયિભાવ કહેવાયછે.

સ્થાયિભાવ નવછે. જેમકે—ઉત્સાહ, શોક, વિસ્મય, ક્રોધ, ભય, અનુરાગ (રતિ) હસવું, જુગુપ્સા અને શ્રમ.

**ઉત્સાહ** (Magnanimity) કામ કરવાની પહેલાં તે કરવાના વિષયમાં પોતાને શક્તિવાન જાણીને પોતાના ઉપર વિશ્વાસ રાખીને દૃઢતર ઉદ્યોગ કરવાને ઉત્સાહ કહેછે.

**શોક** (Sorrow) પ્રિય માણુસનો અથવા વસ્તુનો નાશ થયાથી અથવા દુઃખાદિના કારણુથી ચિત્તના સંકોચ ભાવને શોક કહેવાય છે પ્રિય વસ્તુના દુઃખથી શોક થાયછે.

**વિસ્મય** (Surprise) ન જોયલી અથવા નહિ સાંભળેલી કોઈ અદ્ભુત પદાર્થ જોયાથી અથવા સાંભળ્યાથી માણુસોને આનન્દ ઉપજ્યાથી ચિત્ત વિસ્તારને વિસ્મય અથવા અજાયબી કહેછે.

**ક્રોધ** (Resentment) પ્રતિકુલ માણુસના દોષ જોઈને તેના ઉપર ભય તથા તર્જન વગેરે ઉગ્રતા અને અપચિકીર્ષારૂપ જે ચિત્તની ઉદ્ધત અવસ્થાને ક્રોધ કહેછે

**ભય** (Terror) શત્રુ અથવા મારી નાંખનાર જન્તુ અથવા કોઈ અપકારજનક વસ્તુ વગેરે અનિષ્ઠ થવાની શંકા કરીને ચિત્તની જે વિકલતા થાય છે તેને ભય કહેછે.

**અનુરાગ (રતિ)** મનના અનુકુલ વિષયમાં ચિત્તની આદ્રતાને ( એટલે નાયક નાયકાદિ વિષયમાં મનના ભાવ વિષયને અનુરાગ કહેછે.

**હસવું** (Mirth) વિકૃત વાક્ય સાંભળી અ-

થવા વિકૃત વેશાદિ જોયાથી ચિત્ત વિસ્તાર પામવાને માટે મુખ પ્રસન્નતાદિજનક સુખસેમિલિત મનના ભાવ વિશેષને **હસવું** કહે છે.

**જુગુપ્સા** (Disgust) કોઈ વસ્તુ અથવા કોઈ માણુસના દોષ જોઇને તેના વિષયમાં ધિક્કાર ઉત્પન્ન થયાથી ચિત્તના સંકોચ ભાવને જુગુપ્સા એટલે તિરસ્કાર કહેછે.

**શમ**–(Qurietism)ભોગ સુખમાં નિરભિલાષી થઇને વિષયમાં ઔદાસીન્ય ભાવ અવલંબન કર્યાથી પરમાત્મામાં દુઃખાસંપૃક્ત જે અનિર્વચનીય વિશ્રામ સુખ મળે છે તેને શમ કહેછે.

સ્થાયી ભાવના કેટલાક કારણો તથા કાર્યો છે. કારણોને વિભાવ અને કાર્યોને અનુભાવ કહેછે.

**વિભાવ** (Excitant) જે કારણોથી સ્થાયિ ભાવ ઉત્પન્ન થાય તેઓનુ નામ વિભાવછે.

વિભાવ બે જાતનાછે, આલંબન અને ઉદ્દીપન.

**આલમ્બન વિભાવ** (Substantial) જેનું અવલંબન કરીને મનુષ્યજાતિના અન્તઃકરણમાં સુખ દુઃખાદિ ઉપજે તેને આલમ્બન વિભાવ કહેછે.જેમકે–

લઢાઈની વેળાએ યોદ્ધાને અવલંબીને જેમ સા-

મેના યોદ્ધાને ઉત્સાહ થાયછે, તેમ પ્રતિયોદ્ધાને અવલંબીને યોદ્ધાનો અને ઉત્સાહનો ઉદય થાયછે. એટલા માટે એઓ બેઉ એકમેકના અવલંબન વિભાવ છે. આંધળા, પાંગળો, બહેરો, આતુર માણસોને જોઇને શોક અને દુઃખ ઉત્પન્ન થાયછે, એટલા માટે એઓ કરુણરસનો આલંબન વિભાવ છે. વાઘ વગેરે જોઇને ભય ઉત્પન્ન થાયછે, એટલા માટે વાઘ વગેરે ભયાનક પદાર્થ ભયાનક રસનો અવલંબન વિભાવ છે.

**ઉદ્દીપન વિભાવ** (Enhancer) જે વિષય જોઇને આપણા અન્તઃકરણમાં સુખ દુઃખાદિ ઉદ્દીપ્ત (ઉત્તેજિત) થાય તે વિષયને ઉદ્દીપન વિભાવ કહેછે જેમકે,–

આલંબનનું કાર્ય જ્યારે યોદ્ધા હાથ લંબાવીને તીર ફેંકેછે, ત્યારે તીર ફેંકનારનો ઉદ્યોગ જોયાથી સામેના યોદ્ધાનો ઉત્સાહ ઉદ્દીપ્ત થાયછે, વળી પ્રતિયોદ્ધા એવું કરેછે, ત્યારે એ કાર્ય જોઇને યોદ્ધાનો પણ ઉત્સાહ ઉદ્દીપ્ત થાયછે. એટલા માટે આ કાર્યો વીરરસના ઉદ્દીપન વિભાવછે. જ્યારે કોઈ માણસનું છોકરૂં મરણ પામે. ત્યારે તે છોકરાંના જેવું કોઈ

માણસનું રૂપ જોઇને અથવા તે છોકરાંના ભૂષણ જોઇને પિતા માતાનો શોક તથા દુઃખની ઉદ્દીપ્તિ થાયછે, એટલા માટે રૂપ ભૂષણ અને દુઃખાવસ્થાદિ કરુણ રસનો ઉદ્દીપન-વિભાવછે. વૃદ્ધાવસ્થામાં ઘણાકોને સંસારપર વૈરાગ્ય ઉત્પન્ન થાયછે, એટલા માટે આ અવસ્થા શાન્તરસનો ઉદ્દીપન-વિભાવ છે. કોઈ માણસ ઈશ્વરનું સ્તવ કરેછે, તે જોઇને સ્તવમાં ઉત્સાહ થાયછે, કોઈ માણસ દાન કરે છે તે જોઇને દાન વિષયમાં ઉત્સાહ ઉદ્દીપ્ત થાય છે, એટલા માટે એ વ્યવહાર પણ શાન્તરસનો ઉદ્દીપન વિભાવ છે. ઉપર લખેલા વિષયો કાવ્યમાં વર્ણિત નાટકમાં અભિનીત થયાથી વિભાવ થાયછે.

**અનુભાવ** (Ensuant) સ્થાયિભાવના કાર્યને અનુભાવ કહે છે. એનાથી સુખ દુઃખાદિ અવસ્થાનું અનુમાન કરાયછે. તેથી એને અનુભાવ કહેવાયછે.

**સંચારિભાવ** (Accessory) જે ભાવો આપણા અન્તઃકરણમાં કોઈ વેળાએ આવિર્ભૂત કરી એ અન્તર્હિત ( એટલે જેઓ એક માત્ર રસમાં ન રહેતા સઘળા રસમાંજ ઉદ્ભૂત અથવા અનુભૂત) થાયછે તેઓને સંચારિ ભાવ કહેછે.

બધા મળીને સંચારિભાવ ૩૩ પ્રકારના છે. જેમકે–નિર્વેદ, આવેગા દૈન્ય, શ્રમ, મદ, જડતા, ઉગ્રતા, મોહ, વિરોધ, સ્વપ્ન, અપસ્માર, ગર્વ, મરણ, આલસ્ય, અમર્ષ, નિદ્રા, અવહિથા, ઔત્સુક્ય, ઉન્માદ, શંકા, સ્મૃતિ, મતિ, વ્યાધિ, સસ્રા, લજ્જા, હર્ષ, અસૂયા, વિષાદ, ધૃતિ, ચપલતા, ગ્લાનિ, ચિન્તા, અને વિતર્ક.

કેટલાકો વ્યભિચારિભાવને સંચારિ ભાવ પણ કહેછે.

**સાત્વિકભાવ** (Involuntary evidence of feeling–સ્તંભ, નિસ્તબ્ધતા) પ્રલય, (સંજ્ઞાહીન) રોમાંચ, સ્વેદ, વેપથુ, (કંપ), અશ્રુ, સ્વરભંગ, અને વિવર્ણતા.

**રસ** (Flavour)

જ્યારે ઉત્સાહ, શોક, ક્રોધ, અને અનુરાગ વગેરે સ્થાયિભાવો કાર્ય (૩૧ અણુ) કારણ (૨૮ અણુ) અને સંચારિભાવથી સુન્દર પ્રકારે અનુભૂત થઇને અન્તઃકરણને દ્રવીભુત કરેછે, ત્યારે તેઓને રસ કહેવાયછે.

દ્રવીભુત ત્રણ જાતછે, કોઈ ફેલાયલા, કોઈ ગ-લેલા અને કોઈ સંકુચિત છે.

રસ નવ પ્રકારના છે. જેમકે-વીર, કરુણ, શૃં-ગાર, અદ્ભુત, રૌદ્ર, ભયાનક, હાસ્ય, વીભત્સ અને શાન્ત.

એક એક સ્થાયિભાવ એક એક રસમાં રહેલો છે, કદાપિ તેનાથી બહાર જતો નથી, કરુણ ર-સમાં શોક, વીરરસમાં ઉત્સાહ, અદ્ભુત રસમાં વિસ્મય, રોદ્ર રસમાં ક્રોધ, ભયાનક રસમાં ભય, શૃંગાર રસમાં અનુરાગ (રતિ), હાસ્ય રસમાં હ-સવું, વીભત્સ રસમાં જુગુસ (ધિક્કાર) અને શાન્ત રસમાં શમ.

## વીરરસ (Heroic)

વીરરસમાં ઉત્સાહ સ્થાયિભાવ છે, વિજેતવ્યાદિ આલંબન વિભાવ છે, વિજેતવ્યાદિનો યત્ન ઉદ્દીપન વિભાવ છે, સહાય શોધવું વગેરે અનુભાવ છે. ધૃ-તિ, મતિ, ગર્વ, સ્મૃતિ, વિતર્ક, રોમાંચ સંચારિ ભાવ છે. આ રસ ઉત્કૃષ્ટ પુરુષમાં વર્ણનીય છે. વીરરસ દયા, ધર્મ, દાન અને યુદ્ધ ભેદ ચાર પ્રકારના છે.

જીમુતવાહનના જેવા માણસો દયાવીર, યુધિષ્ઠિર જેવા માણસ ધર્મવીર, પરશુરામના જેવા માણસ દાનવીર અને રામચંદ્રના જેવા માણસ યુદ્ધ વીર છે.

### કરુણરસ (Tathetic)

પ્રિય મનુષ્ય અથવા વસ્તુનો નાશ અથવા અનિષ્ટ થવાથી કરુણરસ થાય છે. આ રસમાં શોક સ્થાયિભાવ છે; શોચ્ય આવલંબન વિભાવ છે; તે શોચ્યની દાહાદિ અવસ્થા ઉદ્દીપન-વિભાવ છે. દૈવનિન્દા, જમીન ઉપર પડવું, રોવું વગેરે, ઉચ્છ્વાસ, નિશ્વાસ, પ્રલાપ, વિવર્ણતા, સ્તંભ વગેરે અનુભાવ છે; નિર્વેદ, મોહ, અપસ્માર, વ્યાધિ, ગ્લાનિ, સ્મૃતિ, શ્રમ, વિષાદ, જડતા ચિન્તાદિ વ્યભિચારિ ભાવ છે.

### અદ્‌ભૂતરસ (Sense of Wonder)

અદ્‌ભુતરસમાં વિસ્મય ( આશ્ચર્ય ) સ્થાયી અલોક સામાન્ય વસ્તુ આલંબનવિભાવ છે; અને તે વસ્તુના ગુણાદિનો મહિમા ઉદ્દીપન વિભાવ છે; સ્તંભ, સ્વેદ ( પરસેવો થવો ) રોમાંચ, ગદગદ સ્વરમાં કહેવું, સંભ્રમ (આતુરતા) તથા નેત્રવિકા-

શ્રાદિ કાર્ય અનુભાવ છે; વિતર્ક હસવું વગેરે વ્યભિચાર ભાવ છે.

### રૌદ્રરસ (The terrible)

રૌદ્ર રસમાં ક્રોધ સ્થાયિભાવ હોય છે, શત્રુ આલમ્બન—વિભાવ હોય છે, શત્રુનો ઉદ્યોગ અને માર વગેરે ઉદ્દીપન વિભાવ છે; યુદ્ધાદિથી આ રસનું ઘણું ઉદ્દીપ્ન થાય છે. ભવાં ચઢાવવા, હોઠ પીસવા, વાહવા, સ્ફોટન, તર્જન, ગર્જન અને આત્મ ગુણની બડાઈ મારીને હથિયારો ફેંકવા વગેરે કાર્ય અનુભાવ છે; ઉગ્રતા, આવેગ, રોમાંચ, સ્વેદ, કંપ, મદ, મોહ, અમર્ષ વગેરે વ્યભિચારિ ભાવ હોય છે.

### ભયાનકરસ (The fearful)

ભયાનકરસમાં ભય સ્થાયિભાવ છે, એ સ્ત્રી અને નીચ વગેરેમાં વર્ણન થાય છે, જેથી ભય ઉપજે તે આલંબન વિભાવ છે; તેનો ઘણો યત્ન ઉદ્દીપન વિભાવ છે; રંગ બદલાવું, ગદગદસ્વરથી કહેવું, પ્રલય, રોમાંચ, સ્વેદ, કંપારી છુટવી, અને દિઙ્મૂઢ વગેરે કાર્ય અનુભાવ છે. જુગુપ્સા ધિ-

ક્કાર, આવેગ, સંમોહ, સંત્રાસ, ગ્લાનિ, દીન-
તા, શંકા, અપસ્માર, સંભ્રમ અને મૃત્યુ વગેરે
વ્યભિચારી ભાવ છે.

## હાસ્યરસ (The comic)

વિકૃત આકાર વિકૃત વાક્ય કહેવા અથવા વિ-
કૃત વેશધારિ નટાદિના વિકૃત ચાળાથી આ ર-
સનો ઉદય થાય છે, એ રસમાં હસવું સ્થાયિભાવ
છે. લોકો જે વિકૃત વાક્ય–વેશ—ચાળા વગેરે જો-
ઇને હસે તે જ આવલંબન વિભાવ છે, તેનો ય-
ત્ન ઉદ્દીપન વિભાવ છે, આંખનું સંકોચ અને દાં-
તનો વિકાશ કરીને આસ્ય–વિસ્ફારણાદિ અનુભાવ,
નિદ્રા, આળસ્ય અવહિત્યાદિ વ્યભિચારિભાવ છે.

## વીભત્સરસ (The disgustful)

વીભત્સ રસમાં જુગુપ્સા (ધિક્કાર) સ્થાયિભાવ
છે, દુર્ગંધિ માસ વગેરે વસ્તુ આલમ્બન વિભાવ
છે, અને એ સર્વ વસ્તુ કૃમિમાતાદિ ઉદ્દીપન વિ-
ભાવ છે; નિષ્ઠીવન, મુખવિકૃતિ, નેત્રસંકોચ વગેરે
કાર્ય અનુભાવ છે; મોહ, અપસ્માર, આવેગ (આ-
તુરતા) વ્યાધિ, મરણાદિ વ્યભિચારિ ભાવ છે.

## શાન્તરસ (The Quietistic)

શાન્તરસમાં શમ સ્થાયિભાવ છે; એ ઉત્તમ પ્રકૃતિમાં વર્ણન કરવામાં આવે છે; અનિત્યતાદિના કારણથી પદાર્થનુ નિઃસારત્વ જ્ઞાન અને પરમાર્થ તત્વજ્ઞાન આ બે એમાં આલંબન—વિભાવ છે. પુણ્યાશ્રમ, મહાપુરુષ અને તીર્થાદિનું દર્શન ઉદ્દીપન વિભાવ છે. રોમાંચાદિ અનુભાવ છે; નિર્વેદ, હર્ષ, સ્મરણ, મતિ વગેરે વ્યભિચારિ ભાવ છે.

જ્યાં સુખદુઃખ, રાગ દ્વેષ વગેરે કોઈ જાતની ઇચ્છા રહેતી નથી અને શ્રમ પ્રધાન થાય છે ત્યાં શાન્તરસ કહે છે.

શાન્તરસની સાથે દાનવીર, દયાવીર અને ધર્મવીરનું કેવું સરખાપણુ છે તે લખવામાં આવેછે.

જે માણસને એક માત્ર દાનવિષયમાં ઉત્સાહ છે, અને યાચકની અભિલાષા પૂર્ણ કરવા માટે સ્ત્રી પુત્રની ઉપર પણ સ્નેહ તથા મમતા વિનાના થઇને દાતૃત્વધર્મ પ્રતિપાલનને માટે પોતાને હાથે તેઓનું માથુ કાપવાને પણ શંકિત તથા પરાંગ્મુખ થતો નથી તેને જ દાનવીર કહેવાય છે. જેમકે

કર્ણે યાચકની આકાંક્ષા પૂર્ણ કરવા વાસ્તે પોતાને હાથે પોતાના છોકરાનું માથુ કાપ્યું હતું.

પારકાનું દુઃખ જોઇને જેનાં મનમાં કરુણાનો ઉદય થાય છે અને તેનું દુઃખ દૂર કરવા માટે દયા તથા ઘણો ઉત્સાહ સર્વદા મનમાં જાગતો રહેછે, એટલુંજ નહિ પણ જરૂરની વેળાએ પોતાનો દેહ વિસર્જન કરવામાં જે તૈયાર થાય છે તેજ દાન વીર છે. જે વડે જીમુતવાહન પોતાનો દેહ સમર્પણ કરીને ગરુડથી નાડાકુલ રક્ષા કરી હતી. (વેતાલનો પંદરમો પ્રશ્ન જુઓ) દયાવીરની આ લોકમાં કીર્તિલાભના ઉપર અને પરકાલમાં પુણ્યલાભના ઉપર નજર હોય છે

જે માણસ પાપના સ્પર્શ સુદ્ધાને દુર્ગંધ તથા વિષવત્ ત્યાગ કરીને સર્વદા ધર્મ કાર્ય ઉત્સાહની સાથે કરે છે તેમજ રાત્રદિવસ સારા કામો કરીને પુણ્ય સંચયથી પરલોકમાં સુખી થવા ઇચ્છે છે તેને ધર્મવીર કહે છે.

વીરરસમાં અહંકાર અને વિષય સુખાભિલાષા રહે છે. પરન્તુ શાન્તરસમાં એક માત્ર પરમાત્મા-

ને મેળવવાના શિવાય બીજા કોઈ વિષયની ઇચ્છા ર-હેતી નથી; વીરરસની પેઠે શાન્તરસનો આ ફરક છે.

શાન્તરસ લઇને રસ નવ છે, પરન્તુ છોકરાં ઉપરના પ્રેમને વત્સલભાવ જોવામાં આવે છે તેને કેટલાકો એક રસ તરીકે ગણે છે, તેઓના મતે દસરસ છે.

## વત્સલરસ. (Filial Affection).

છોકરો પિતા માતા વગેરે મોટેરાનો જે સ્વ-ભાવસિદ્ધ સ્નેહ ( વાત્સલ્યભાવ ) તેને વત્સલરસ કહે છે. આ રસમાં વત્સલતારૂપ રસ સ્થાયિભાવ હોય છે; છોકરાં વગેરે આલંબન—વિભાવ હોય છે, પુત્રાદિની ચેષ્ટા, વિદ્યા અને ઐશ્વર્યાદિ ઉદ્દી-પન વિભાવ છે અને પુત્રાદિના અંગ સ્પર્શ, ચુમ્બન અને દર્શનાદિથી પુલકોદ્‌ગમ અને આનંદાશ્રુ વગેરે અનુભાવ, છોકરાંની અમંગલાશંકા, હર્ષ, ગર્વ, અને આવેગાદિ સંચારિ ભાવ છે.

## રસ વિરોધના કારણો.

જે રસ જે રસના વિરોધી થાય છે. તે લખ-વામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભયાનક, અને શાન્તરસ | વીરરસના વિરોધી છે. | |
| હાસ્ય અને આદ્યરસ | કરુણારસના | ,, |
| હાસ્ય, આદ્ય અને ભયાનકસ | રૌદ્રરસના | ,, |
| આદ્ય,વીર,રૌદ્ર, હાસ્યનેશાન્તરસ | ભયાનકરસના | ,, |
| કરુણ, વીભત્સ, રૌદ્રવીર અને ભયાનક | આદ્યના | ,, |
| આદ્યરસ | વીભત્સરસના | ,, |
| વીર, આદ્ય, રૌદ્ર, હાસ્ય અને ભયાનક | શાન્તરસ | ,, |
| ભયાનક અને કરુણારસ | હાસ્યરસના | ,, |

## રસ અને ભાવ વિષે ચર્ચા.

જે રસમાં જે સ્થાયિભાવ સંચારિભાવ થાય છે. જેમકે–પોત પોતાના સ્થાયિભાવના શિવાય બીજા સ્થાયિભાવો સંચારિભાવ થાય છે. જેમકે આદ્ય તથા વીરરસમાં હાસ સંચારી થાય છે. વીરરસમાં ક્રોધ સંચારિભાવ થાય છે અને શાન્તરસમાં જુગુપ્સા સંચારિભાવ થાય છે, તેમ બીજા બીજા રસમાં પણ જાણી લેવા જોઇએ.

દેવતા, ગુરુ અને પિતામાતાદિ પૂજ્ય માણસોના ઉપર જે અનુરાગ (ભક્તિ) તેને ભાવ કહેછે. સંચારિભાવ જ્યાં સ્થાયિભાવના કરતાં અધિક હોય

ત્યાં પણ ભાવ કહેવાયછે, વળી જ્યાં કેવળ સ્થા-
યિભાવનો ઉદ્બોધ થયો હોય પરન્તુ વિભાદિ સ્પષ્ટ
જણાતો ન હોય ત્યાં પણ ભાવ કહેછે.

પૂજ્ય માણસના ઉપરના અનુરાગને ભક્તિ; ભાઇ, છોકરાંના અનુરાગને સ્નેહભાવ,* મિત્રના અનુરાગને સખ્યભાવ કહેછે પરન્તુ વિચાર કરીને જોયાથી ભાવ રસ વિનાનો હોતો નથી, રસ પણ ભાવ વિનાનો હોતો નથી; એકમેકની જોડે કંઈ જૂદાપણું જણાતું નથી. આથી ભાવ અને રસને એક વસ્તુ કહેવું એ દોષકારક જણાતું નથી.

## રસાભાસ અને ભાવાભાસ.

(The Semblance of complete and incomplete flavours.)

---

* કેટલાક ગ્રન્થકારો એને સખ્યરસ કહેછે. સખ્યરસમાં સંપ્રીતિ સ્થાયિભાવછે મિત્ર આલંબન વિભાવ છે. મિત્રની વિદ્યા અને શુભસાધનાદિ ઉદ્દીપન વિભાવછે. સખાની જોડે મળ્યાથી એકમેકનું સુમધુર રસાલાપથી રોમાંચ અને આનન્દાશ્રુ વગેરે અનુભાવછે. બન્ધુનું અમંગલ શંકા હર્ષ ગર્વ અને અવિગાદિ અનુભાવછે.

અનુચિત વિષયમાં રસનું વર્ણન કર્યાથી રસાભાસ, ભાવનું વર્ણન કર્યાથી ભાવાભાસ થાયછે.

મોટેદારના પ્રત્યે ક્રોધ, કોપ અથવા રૌદ્રનો વ્યવહાર, હીન જાતિના પ્રત્યે શાન્ત રસનું વર્ણન, ગુરુને અવલંબીને હાસ્ય, નિરપરાધી માણસના વધમાં ઉત્સાહ, સ્ત્રી તથા નીચ પ્રકૃતિમાં વીરરસ, ઉત્કૃષ્ટ પુરુષમાં ભય, મુનિપત્ની, ગુરુપત્ની તથા ઉપપતિ વિષયમા અનુરાગ અને પ્રતિનાયકમાં અધમ પાત્ર પક્ષી જાતિમાં અથવા વાર વનિતાદિમાં આધરસ ઇત્યાદિ વિરૂદ્ધ વિષય વર્ણન કરવું એ અનુચિત છે. જ્યાં એવું વર્ણન જોવામાં આવે ત્યાં તેની અવસ્થામાં તેને રસ અથવા ભાવ ન કહેતાં રસાભાસ અથવા ભાવાભાસ કહે છે.

ભાવ શાન્તિ, ભાવોદય, ભાવ સંધિ, અને ભાવશનલતા ( ભાવ બાહુલ્ય )

**ભાવશાન્તિ, ભાવોદય** જ્યાં પૂર્વાદિમાં ભાવની નિવૃત્તિ થાય ત્યાં ભાવશાન્ત થાયછે, અને જ્યાં એક ભાવના પછી બીજો એક ભાવનો ઉદય થાય છે ત્યાં ભાવોદય કહેવાયછે.

**ભાવસન્ધિ** જ્યાં બે ભાવનું મિલન થયું હોય તેને ભાવ સંધિ કહેછે.

**ભાવ સબલતા** ઘણા ભાવ એકત્ર મળ્યાથી ભાવ સબલતા ( ભાવ બાહુલ્ય ) કહેવાયછે.

**કાવ્યના ગુણ** (Style).

રસના ઉત્તમપણાના ધર્મને ગુણ કહેછે. શબ્દ અને અર્થની સુકુમારતા વગેરે એના પ્રકાશક છે. જેમ શૌર્ય, વીર્ય અને ગાંભીર્ય વગેરેને દેહના ઉત્તમપણા તરીકે તેને ગુણ કહેવામાં આવેછે તેમ જે ધર્મ કાવ્યનું ઉત્તમપણું કરેછે; કાવ્યમાં તેઓને ગુણ શબ્દથી ઓળખાયછે.

ગુણ ત્રણ પ્રકારના છે; માધુર્ય, ઓજ; અને પ્રસાદ..

**માધુર્ય ગુણ** (Elegance) જે ગુણ હોવાથી કાવ્ય સાંભળતાં જ ચિત્તને દ્રવીભૂત કરે તેને માધુર્યગુણ કહેવાય છે. આદ્ય, કરુણ અને શાન્ત રસાદિમાં આ ગુણ ઘણામાં જોવામાં આવેછે.

**લલિત ગુણ** અસંયુક્ત અલ્પ પ્રાણાક્ષરબનેલા માધુર્ય ગુણને લલિત નામથી કહેવાયછે.

**ઓજો ગુણ** (Strength of style) રચનાનો જે ધર્મ રહેવાથી ચિત્ત એક કાલે વિસ્તત (એટલે ઉદ્દીપ્ત) થાય તેને ઓજો ગુણ કહેછે. આ ગુણ વીર, વીભત્સ અને રૌદ્ર રસમાં વધારે હોયછે અને કેટલેક ઠેકાણે ઉપદેશ વાક્યમાં પણ જોવામાં આવેછે.

ઓજો ગુણ ઘણી જાતના છે. જેમકે, શ્લેષ, સમાધિ, ઉદારતા અને ક્રમોત્કર્ષઃ આ ચાર પ્રકારના તથા મિશ્રિતરૂપ ઘણું કરીને ગુજરાતી ભાષામાં જોવામાં આવેછે. પદ્યના કરતાં ગદ્યમાં ઓજોગુણ વધારે હોયછે.

**શ્લેષ નામનો ઓજ**—જ્યાં રચના સામર્થ્યમાં પદો એક પદની પેઠે જણાય છે. ત્યાં શ્લેષ નામનો ઓજો ગુણ કહેવો.

**સમાધિનામક ઓજ**—જે ઠેકાણે ગાઢતા મિશ્રિત શિથિલતા અર્થાત્ કોઈ ભાગમાં રચનાની ગાઢતા તથા કોઈ ઠેકાણે રચનાની શિથિલતા જોવામાં આવે ત્યાં સમાધિનામક ઓજો ગુણ કહેવાયછે.

**ઉદારતાનામક ઓજ**—જે ઠેકાણે ગાઢ તોપણ નૃત્યપ્રાય (એટલે વર્ણો એવા ગોઠવેલા હોય કે

જાણે નામના હોય) ત્યાં ઉદારતા નામક ઓજ ગુણ કહેવાયછે.

**ક્રમોત્કર્ષ**—જ્યાં વિશેષણ, પ્રશ્ન અથવા સંબોધન વાક્ય એકમેકથી વર્ણિત વિષયક રચનાની ગાઢતા જોવામાં આવે અને જે સાંભળતા જ મન ખીલે તે જગામાં ક્રમોત્કર્ષ નામનો ઓજો ગુણ કહેવાયછે.

**પ્રસાદ ગુણ** (Terspicuity) જે ઠેકાણે વાંચતા જ અર્થ જણાય, તે છતાં ચિત્ત તેનાથી નિવૃત્ત ન થતા, સુકા લાકડાના આગની પેઠે જલદી પ્રવેશ કરેછે. ત્યાં પ્રસાદગુણ રહેછે.

**સુકુમાર અથવા સરલ ગુણ**—એકાર્થક અતિ સુકોમળ શબ્દથી રચિત પ્રસાદ ગુણને સુકુમાર અથવા સરલ ગુણ કહેવાયછે.

**અર્થગુણ અર્થ વ્યકિત** જે થોડા વચનપ્રકાશ કરીને દુરૂહ તો પણ એકાર્થક પ્રસિદ્ધ કેટલાક પદદ્વારા સુપ્રકાશિત થાય તેને અર્થ વ્યક્તિ ગુણ કહેવામાં આવેછે.

## કાવ્યની રીતિ (Mode of styel)

કાવ્યમાં પદ સંસ્થાનને રીતિ કહેવાયછે. એ કાવ્યનું શરીર સ્વરૂપછે.

જેમ હાથ પગ વગેરે અવયવની લંબાઈ પહોં-ળાઈ મુજબ શરીરનો ફરક કરવામાં આવેછે, તેમ શબ્દ રચનાની લઘુતા અને ગુરુતાદિ અનુસરિ કાવ્યની રીતિ જૂદી રીતે થાયછે.

## કાવ્ય અને અલંકાર

સોના, રૂપા, હીરા મોતી વગેરેના અલંકારથી જેમ શરીર શોભે છે અને તે જોયાથી આંખની પ્રીતિ જન્મેછે, તેમ વાક્યના પણ અલંકારો છે. અલંકારથી સુશોભિત વાક્ય સાંભળ્યાથી અથવા વાંચ્યાથી કાનને અને મનને આનંદ ઉત્પન્ન થાયછે. વનવાસી જંગલી લોકોને સારા અલંકાર હોતા નથી. તેઓ સારા અલંકાર ઘડીને શરીરને શોભાવવાનું જાણતા નથી. માણસો પહેલાં સારા અલંકારથી ભાષાને પણ સજાવવાને જાણતાં નહોતાં સર્વથી પહેલાં સામાન્ય પદ્યમાં સરખું કરીને વાત કહી શક્યાથી જ તે લોકોને પ્યારૂ જણાતું હતું. કોઈ જરા રસિકતા કરીને વાત કહી શક્યાથી તે વાત પદ્યમાં પ્રકાશ કરતા હતા. એટલા માટે અક્ષર સંખ્યાના મુકરર પરિમાણ અને વર્ણમાં મેળ ર-

થાથી વાક્ય સાંભળવામાં મીઠાશ આવેછે આ જ્ઞાન માણસના મનમાં પહેલું ઉત્પન્ન થયું હતું.

પરન્તુ કેવળ કાનમાં મધુર સંભળાયાથી સર્વાંગસુંદર થતું નથી. મનમાં પણ જરા વિચાર કરવો જોઇએ. એટલા માટે ભાવ રહેવો જોઇયે. પરન્તુ ઘણી જંગલી દશામાં લોકો ગૂઢ ભાવ જાણી શકતા નથી. એથી થોડો થોડો ખુશીનો આરંભ થયો, કાલે કરીને એ સઘળા ગુણો માર્જિત થઇને કાવ્યરૂપ થયું; ખરેખરા ભાવવાળા કાવ્ય છે; તે ઘણી જંગલી અવસ્થાની દોલત નથી. અત્યંત સુધરેલા જનમંડળમાં પણ એનો વિકાશ નથી. જે વેળાએ માણુસ પહેલાં શિક્ષિત થઇને આવે છે, લોકોના હૃદય ઉદાર તથા કોમળ હોયછે, તે વેળાએ જ આપણે કવિતા સુન્દરીની મધુર મોરલી સાંભળી શકીએ છીએ.

કાવ્યના અલંકારની બે જાતછે,—શબ્દ અને અર્થવાળા શબ્દાલંકારથી કાનમાં સુખ ઉત્પન્ન થાયછે અને અર્થાલંકારથી હૃદય આનંદિત થાયછે. અનુપ્રાસ, ચમક અને કરુણાદિ રસથી અલ્પ તથા લાં-

આ પ્રાણુાદિ વર્ણની રચનાથી કવિતા સાંભળવામાં મીઠી લાગેછે. એને શબ્દાલંકાર કહેછે. એના શિવાય કવિયો નાના પ્રકારના કૌશલથી શબ્દ શણુગારીને કવિતા બનાવે છે. અર્દ્ધભ્રમ એનું એક ઉદાહરણ છે. એને પણ શબ્દાલંકાર કહેવામાં આવે છે. જ્યાં અર્થનું ચમત્કારિત્વ હોયછે, તેને જ અર્થાલંકાર કહેછે.

કાવ્યમાં ઘણું કરીને નીચે લખેલા અલંકારોનો ઉપયોગ થતો જોવામાં આવેછે; એના શિવાય બીજા પુષ્કળ અલંકારો છે.

અતિશયોક્તિ, અધિક, અન્વય, અનુકૂળ, અપગુણ, અનુજ્ઞા, અનુપ્રાસ, અનુમાન, અન્યાન્ય, અપન્હુતિ, અપ્રસ્તુત પ્રસંશા, અભિધાહેતુ, અર્થાન્તરન્યાસ, અર્થાપત્તિ, અલ્પ, અવજ્ઞાલકૃિત, અસંગતિ, અસદર્થનિદર્શના, અસંભવ, આવૃત્તિદીપક, આક્ષેપ, ઉત્પ્રેક્ષા, ઉત્તર, ઉદાત્ત, ઉપમા, ઉપમેયોપમા, ઉલ્લાસ, ઉલ્લેખ, અને એકાવલી.

કારકદીપક, કારણુમાળા, કાવ્યલિંગ, ચિત્ર, તદ્ગુણ, તુલ્યયોગિતા, દીપક, દષ્ટાન્ત, નિદર્શના, નિ-

રુક્તિ, પરિકર, પરિકરાંકુર, પરિણામ, પરિવૃત્તિ, પરિસંખ્યા, પર્યાય, પર્યાયોક્તિ, પિહિત, પુનરુક્ત વદાભાસ, પૂર્વ રૂપ, પ્રતિવસ્તૂપમા, પ્રતિષેધ, પ્રતીપ, પ્રત્યનીક, પ્રસ્તુતાંકુર, પ્રહર્ષણ, પ્રૌઢોક્તિ, ભાવિક, ભાષાસમાવેશ, ભ્રાન્તિમાન, મુદ્રા, યમક, યુક્તિ, રત્નાવલી, રૂપક, લલિત, લેશ, વિકલ્પ, વિચિત્ર, વિધિ, વિભાવના, વિરોધ. વિરોધાભાસ, વિશેષ, વિશેષોક્તિ, વિષમ, વિસાદાન, વ્યાઘાત, વ્યાજનિન્દા, વ્યાજસ્તુતિ, વ્યાજયોક્તિ, વ્યતિરેક, શ્લેષ, સન્દેહ, સમ, સમાધિ, સમાસોક્તિ, સમુચ્ચય, સહૃભાવન, સામાન્ય, સાર, સૂક્ષ્મ, સ્તોકોક્તિ, સ્મૃતિમાન. સ્વભાવોક્તિ, હેતુ, હેત્વપન્હુતિ,

**શબ્દાલંકર.** (Figure of speech.)

જેમ કડા. પોહોચી, કુંડળ વગેરે લૌકિ ભૂષણ માણુસના શરીરને શોભા આપેછે તેથી તેઓને અલંકાર (શોભાજનક) શબ્દથી વપરાયછે; તેમ કાવ્યના અંગ સ્વરૂપ શબ્દ તથા અર્થની શોભા આપવાના ધર્મ વિશેષને કાવ્યના અલંકાર કહેછે.

શબ્દ અર્થભેદથી અલકાર બે જાતનાછે, શબ્દા-

લંકાર તથા અર્થાલંકાર, શબ્દના વૈચિત્ર્યજનક ધ-
ર્મને શબ્દાલંકાર અને અર્થની વિચિત્રતા કરવાના
ધર્મને અર્થાલંકાર કહેવામાં આવે છે.(Figures of
word and thought) શ્લેષ, અનુપ્રાસ અને
યમકાદિ શબ્દાલંકાર કહેવાયછે. ઉપમા, રૂપક,
અને અતિશયોક્તિ વગેરે અર્થાલંકર છે.

**શ્લેષાલંકાર** (Paronomasia) જ્યાં એક
શબ્દ બે અથવા ઘણા અર્થમાં લગડાય તેને શ્લે-
ષ નામનો અલંકાર કહેછે.

જ્યાં કોઈ શબ્દમાં અર્થની સમાનતા જોવામાં
આવે ત્યાં અર્થ શ્લેષ કહેછે.

**અનુપ્રાસ** ( Alliteration) )એક જાતના
હલવર્ણ વારંવાર વપરાય તેને અનુપ્રાસ કહે છે.
તેના ભેદછે. છેકાનુપ્રાસ અને વૃત્યાનુપ્રાસ.

**યમક** ((Anologue) જૂદા અર્થના બોધક
એક શબ્દ વારંવાર વપરાય તેને યમક કહેછે. અર્થ
એક જ જાતનો હોય તો છેકાનુપ્રાસ થાયછે. યમક
નાના પ્રકારનાછે જેમકે આદ્ય, મધ્ય અને અન્ત્ય
એ વધારે જોવામાં આવેછે.

**વક્રોક્તિ** (Equivoque) બોલનાર જે અ-ર્થાભિપ્રાયથી જે શબ્દ વાપરે તે સાંભળનાર જો શબ્દનો તે અર્થ ગ્રહણ ન કરતા કાકુ (સ્વરભંગી) અથવા શ્લેષ વાક્યથી જો બીજા પ્રકારના અર્થ કરે તો તેને વક્રોક્તિ કરે છે.

**ભાષાસમ** (Bilingualisim) ભાષા જૂદી હોવા છતાં શબ્દનું સરખાપણુ હોય તો તેને ભાષાસમ કહે છે.

**પુનરુકતવદાભાસ** (Semblance of Tatuology) જ્યાં જૂદા આકારના શબ્દો અર્થ પહેલા પુનરુક્તિના પ્રમાણે જણાય પરન્તુ આખરે એ શબ્દોનો અર્થ બીજી રીતે થાય તેને પુનરુક્ત. વદાભાસ કહે છે.

શબ્દાલંકારના બીજા ઘણા ભેદ છે.

## અર્થાલંકાર.

**ઉપમા** (Simile or Formal Comparison) એક ધર્મવાળા ( એકરૂપ ગુણવાળા ) જૂદી એ વસ્તુઓની ઉપમાન ઉપમેયનું) સરખાપણુ કહેવાને ઉપમા કહે છે.

જેની જોડે તુલના કરવામાં આવે તેને ઉપમા-
અને જેની તુલના કરાય તેને ઉપમેય કહે છે.

**માલોપમા.** જ્યાં એક ઉપમેયના બે અથવા
વધારે ઉપમાન જોવામાં આવે ત્યાં માલોપમાં ક-
હેવાય છે.

**રૂપક** (Melaphor) ઉપમેયને ( મુખાદિને )
ઉપમાન· (ચંદ્રાદિ) રૂપ આરોપ (અભેદરૂપથી દે-
ખાડવું તે) ને રૂપક કહે છે. તેના ત્રણ ભેદ છે.
પરંપરિત, સાગ અને નિરંગ.

**ભ્રાન્તિમાન** (Rhetoricıl Mistake) ઘ-
ણુંજ સરખાપણું જણાવવાની ઇચ્છાથી સરખા
ગુણવાળી વસ્તુમાં સરખી વસ્તુના કાલ્પનિક ભ્ર-
મને ભ્રાન્તિમાન કહે છે.

**અસંગતિ** (Separation of cause and
effect) કારણ એક સ્થાનમાં પણ તેના કાર્ય બીજે
ઠેકાણે થાય તેને અસંગતિ અલંકાર કહે છે.

**ઉત્પ્રેક્ષા** (Hypothetical Metaphor)
જે ઠેકાણે વર્ણવાના .વિષયની જોડે બીજા વિ-
ષયનો અભેદ કલ્પાય, તે ઠેકાણે ઉત્પ્રેક્ષા અલંકાર
થાય છે.

**વ્યતિરેક** (Excess of objeet and Subject ) ઉપમાના કરતાં ઉપમેયની ઉત્તમતા અને અપકર્ષ વર્ણનને વ્યતિરેક કહે છે.

**અર્થાન્તરન્યાસ** (Corroboration) જે ઠેકાણે સામાન્યદ્વારા વિશેષના તથા વિશેષદ્વારા સામાન્યનું સમર્થન થાય ત્યાં અર્થાન્તરન્યાસ અલંકાર કહેછે.

**સ્વભાવોક્તિત** (Description) પદાર્થોના ખરા રૂપ ગુણાદિના વર્ણનને સ્વભાવોક્તિ કહેછે.

**અતિશયોકિત** ( Hyperbole ) ઉપમેયનું એકીવાર વર્ણન ન કરતાં જો ઉપમાનને જ ઉપમેય રૂપે બતાવાય તો તેને અતિશયોક્તિ અલંકાર કહેછે.

**વિરોધ** (Rhetorical Contradiction). ખરેખરનો વિરોધ ન હોવા છતાં પહેલાં દેખાતા વિરોધને વિરોધાલંકાર કહેછે.

**નિશ્ચય** (Rhetorical Certainty) ઉપમાનનો અપન્હવ કરીને ઉપમેયના સ્થાપનને નિશ્ચય અલંકાર કહેછે.

**નિદર્શના** (Transfernence of attribu-

tes) સરખાપણાને લીધે જો કોઇની ઉપર કોઈ અવાસ્તવિક ધર્મ અથવા કાર્યનો આરોપ કરવામાં આવે તો તેને નિદર્શના અલંકાર કહેવાયછે.

**વ્યાઘાત** (Counteraction) જે ઠેકાણે જે ઉપાયથી એકવાર કોઈ માણસ જે કાર્ય કરેછે જો તે ઉપાયથી ફરી બીજું કોઈ તે કાર્ય ઊલટું કરે તો તે જગાએ વ્યાઘાત અલંકાર કહેવાયછે.

**કાવ્યલિંગ** ( Ilied causality ) જ્યાં કોઈ પદાર્થ અથવા વાક્યાર્થ કારણરૂપ અનુમાન કરી લેવું પડે ત્યાં કાવ્યલિંગ અલંકાર કહેવાયછે.

**પર્યાયોક્ત** (Innvendoe) જે ઠેકાણે વર્ણન કરેલા વિષય સારી રીતે કહેલા ન હોય તે છતાં વાક્યથી તે જણાય તે ઠેકાણે પર્યાયોક્તિ કહેવામાં આવેછે.

**અપન્હુત્તિ** (Denial) ઉપમેયને છુપાવીને ઉપમાનનું સ્થાપન કરવું અથવા પહેલાં કોઈ છુપા વિષયો પોતે કોઈ રીતે પ્રકાશ કરીને ફરી બીજી રીતે તેને છુપા રાખવાને અપન્હુતિ કહેવામાં આવેછે.

**પરિવૃત્તિ** (Rhetorical Exchange) વસ્તુના બદલે એટલે એક વસ્તુથી બીજી વસ્તુ લેવાને પરિવૃત્તિ કહેછે.

**વ્યાજસ્તુતિ** (Irony) જે ઠેકાણે નિન્દાના છલમાં સ્તુતિ તથા સ્તુતિના છલમાં નિન્દા કરવામાં આવે, ત્યાં વ્યાજસ્તુતિ કહેછે.

**સૂક્ષ્મ** (Pantomime) જ્યાં કોઈ સૂક્ષ્મ ( અપરિષ્ફુટ ) અર્થ હાવ ભાવ અથવા કોઈ બીજા સંકેતથી પ્રકટ થાય ત્યાં સૂક્ષ્મ કહેછે.

**સમાસોક્તિ** (Personification) પ્રસ્તુત વિષયમાં અપ્રસ્તુનો વ્યવહાર આરોપવાથી સમાસોક્તિ કહેવાયછે.

**પ્રતિવસ્તૂપમા** (Parelel Simile) જે ઠેકાણે બે પદાર્થોની ઉપમાન ઉપમેય ભાવ ન હોવા છતાં એક બીજાનું સ્પષ્ટ સરખાપણું જણાય, વળી સાધારણ ધર્મ ફલિતાર્થથી આવું થવા છતાં જૂદા આકારે રચવામાં આવે, ત્યાં પ્રતિસ્તૂપમા અલંકાર કહેછે.

**તુલ્યયોગિતા** (Identity of attrilonte)

જે ઠેકાણે પ્રસ્તાવિત અથવા અપ્રસ્તાવિત પદાર્થો કોઈ એક જાતના ધર્મની ( ગુણક્રિયાદિની ) સાથે સંબંધ થાય, ત્યાં તુલ્યયોગિતા કહેવાયછે.

**પ્રતીપ** (Reversed Simile) જે ઠેકાણે પ્રસિદ્ધ ઉપમાનને ઉપમેય રૂપથી બતાવવામાં આવે અથવા આ પ્રસિદ્ધ ઉપમાનનું નિષ્ફળ પણ વર્ણન કરવામાં આવે ત્યાં પ્રતીપ કહેછે.

**દ્રષ્ટાન્ત** (Parallel) દૃષ્ટાન્ત ઉપન્યાસને એટલે એકમેકના સરખા ધર્મવાળા બે પદાર્થના સરખાપણાના વર્ણનને દૃષ્ટાન્ત કહેછે.

**વિભાવના** (Effect without cause) જે ઠેકાણે કારણ શિવાય કાર્યોત્પત્તિ થાય ત્યાં વિભાવના કહેવામાં આવેછે.

**સન્દેહ** (Rhetorical Doubt) પ્રસ્તાવિત વિષયમાં અપ્રસ્તાવિત વસ્તુરૂપે સંશયને સંદેહ કહે છે. સંશય બુદ્ધિ કલ્પિત કાલ્પનિક હોવા છતાં એ અલંકાર થાયછે, પરન્તુ ખરી રીતે સંશયની ઠેકાણે સન્દેહાલંકાર થતો નથી.

**વિષમ** (Contrariety) એક સરખી વસ્તુના વર્ણન વિશેષને વિષમ અલંકાર કહેછે.

**દીપક** (Identity of action or agent) જે ઠેકાણે પ્રસ્તાવિત અને અપ્રસ્તાવિત એ બેની એક માત્ર ક્રિયા રહેછે, અથવા ઘણી ક્રિયા પદની સાથે એક માત્ર કારકનો સંબંધ (અન્વય) થાયછે, ત્યાં દીપક કહેવાયછે.

**તદ્ગુણ અલંકાર** પોતાનો ગુણ છોડીને બીજાના સારા ગુણ લેવાનું નામ તદ્ગુણ અલંકાર કહેવાયછે.

**સ્મરણ** (Rhetorical Racollecton) એક સરખા પદાર્થના અનુભવ માટે સરખી વસ્તુની જે સ્મૃતિછે તેને સ્મરણ કહેછે.

**અપ્રસ્તુત પ્રસંશા** (Allegory) જે ઠેકાણે પ્રસ્તુત વિષયના અપન્હવ કરીને અપ્રસ્તુત વિષયનું વર્ણન કરવામાં આવે ત્યાં અપ્રસ્તુત પ્રશંસા થાયછે.

**અતદ્ગુણ અલંકાર** જ્યાં કારણ હોવા છતાં ગુણ ગ્રહણ જોવામાં ન આવે ત્યાં અતદ્ગુણ અલંકાર થાયછે.

**વિશેષોક્તિ** ( Cause without effect )

જ્યાં કારણ હોયછે તે છતાં કાર્ય જોવામાં આવતું નથી ત્યાં વિશેષોક્તિ અલંકાર થાયછે.

**અનન્વયોપમા** જ્યાં એક વસ્તુમાં ઉપમાન અને ઉપમેય બે ધર્મ હોય ત્યાં અનન્વયોપમા અલંકાર કહેવાયછે.

**વિરોધાભાસ**—જે શબ્દ પહેલાં વિરુદ્ધ પ્રમાણે જણાય પણ અન્તે જો તેનો વિરોધ ભંજન થાય તો તેને વિરોધાભાસ અલંકાર કહેવાયછે.

**વિધ્યાભાસ** વિધિ વાક્ય નિષેધમાં વાક્ય રચ્યાથી વિધ્યાભાસ અલંકાર નામથી ઓળખાયછે.

**ઉલ્લેખ** (Manifold prepication) એક વસ્તુના અનેક પ્રકારના ઉલ્લેખને ઉલ્લેખ અલંકાર કહેવાયછે. ઉલ્લેખ અલંકાર ગ્રાહક તથા વિષયભેદથી બે જાતનાછે.

**સમુચ્ચ** (Plurality of causes) જે ઠેકાણે કાર્ય એક કારણથીજ સિદ્ધ થઈ શકે, પરન્તુ તે ઠેકાણે બે અથવા ઘણા કારણો જોવામાં આવે, ત્યાં સમુચ્ચ કહેછે.

**સાર** (Climax) પ્રસ્તાવ આરંભથી લઇને

આખર સુધી હલવે હલવે ઉત્કર્ષ વર્ણન થયાથી સાર અલંકાર કહેવામાં આવેછે. એનો જ્ઞાપક સાર શબ્દ છે.

## અભિનય.

પોશાક સજીને બનાવટી અંગના ભાવો વગેરે ચાળાથી કોઈ એક વિષયનું ખરૂં અનુકરણ કરી દેખાડવાનું નામ અભિનય એટલે નાટક ભજવી બતાવવું કહેછે. પરન્તુ અભિનયમાં બહારનો વ્યાપાર પ્રકાશ કરવો તેટલોજ અભિપ્રેત હોતો નથી. ખરો મનનો ભાવ દેખાડવો એનો સર્વથી મોટો ઉદ્દેશ હોયછે. રાધિકા માન કરીને ઉભી છે, શ્રી કૃષ્ણ તેનું માન તોડવા માટે કેવી રીતે પગે પડીને જમીન ઉપર પડયોછે, એવી રીતે નાના પ્રકારના વિષયનું બરાબર અનુકરણ કરવાને અભિનય કહેવામાં આવેછે.

અલંકાર શાસ્ત્રના લખ્યા પ્રમાણે અભિનય કાર્ય ચાર રીતે થાય છે. જેમકે ૧ શરીરથી, ૨ વચનથી, ૩ આહાર્યથી, ૪ સાત્વિકથી. આંખ તથા મોઢાના ચાળા અને હાથ પગ વગેરે શરરીથી કોઇ

ખરા વિષયનું અનુકરણ કરવાને આંગિક કહે છે. નાટકશાસ્ત્રમાં પ્રવીણ થયલો માણુસો કહે છે કે, જેમ નાચતી વેળાએ નાના પ્રકારના કૌશલથી ચાળાની સાથે હાથ, પગ, કમર વગેરે અંગની ચાલના કર્યાથી નાચ ઘણો સારો દેખાય છે અને જોનારની આંખ મનને મુગ્ધ કરે છે, તેમ અભિનય કાર્યમ પણ વિશેષ વિશેષ જગાપર જ્યારે જેવી જરૂરત જણાય ત્યારે બરાબર તેના જેવા કૌશળથી ચાળા કરીને હાથ પગની ચાલના કરી શક્યાથી નાટક ભજવી બતાવવું સુંદર થાય છે. કોઇને બેસવા કહે, ત્યાં પણ હાથ ઉંચાં કરીને સંભાષણ કરવાની વેળાએ જરા ભાવ રહેવો જોઇએ. પુરુષે પુરુષના જેવું મુખ વગેરે અંગનો ભાવ પ્રકાશ કરવો, સ્ત્રીઓએ સ્ત્રીના જેવો. એ પ્રમાણે બાળક, વૃદ્ધ નોકર વગેરે પોત પોતાના સ્વભાવાનુસારે શરીરના ચાળા કર્યાથી મનોહર થાય છે. નાટકના રસજ્ઞ માણસો વળી કહે છે કે, સમય અને સ્નેહાદિના પાત્ર સમજીને વિશેષ વિશેષ રૂપથી શરીરના ચાળા કરવા જોઇએ, શોક, ક્રોધ વગેરેની વેળાએ જેવી રીતે શરીરના ચાળા કરવા જોઇએ, સદા-

લાપ તથા મશ્કેરી કરવાની વેળાએ તેવી રીતના ચાળા શોભતા નથી. વળી પ્રયાની જોડે પ્રિય સંભાષણની વેળાએ એક જાતના શરીરના ચાળા કરવા જોઇએ, વળી પુત્રના ઉપર વાત્સલભાવ દેખાડવાની વેળાએ બીજી જાતના ભાવ દેખાડવા પરન્તુ વીરકાર્ય વગેરેમાં નાટક ભજી બતાવનારાઓએ ઘણું વાચાલપણું તથા ઉદ્ધત થવું ન જોઇએ.

રામ, લક્ષ્મણ અને સીતા ચિત્રપટ જુએ છે. આજુબાજુએ પેલી બાજુએ જોતાં લક્ષ્મણે કહ્યું—"इयमार्या, इयमार्यो मांडवी, इयमपि वधूः श्रुतकीर्तिः ॥ આ આર્યા, જાનકી આ આર્યા માંડવી અને આ વધુ શ્રુતકીર્તિ. લક્ષ્મણે. રામ, ભરત અને શત્રુઘ્નની સ્ત્રીઓને આંગળીથી દેખાડી. પરન્તુ પોતાની સ્ત્રીને દેખાડી નહિ, શરમ આવી. પરન્તુ જાનકી તે શામાટે છોડે ? તેણે પૂછ્યું- वच्छइअं वि अवरा का ? બેટા આ વહુ કોણ છે ? અહિંયા મશ્કેરી કરવા માટે સીતા કેવી રીતે મૃદુમન્દ હસતી હતી, હસીને કોમળ હાથથી આંગળી ઉપાડીને ઉર્મિલાને દેખાડી હતી; અને તે વેળાએ લક્ષ્મણ કેવી રીતે શરમાઇને અસ્પષ્ટ

મૃદુસ્વરથી બોલ્યો હતો—अये ऊर्मिलां पृच्छत्यार्यां, તે મુખાદિના ચાળાથી વિશેષ રૂપથી અનુકરણ નહિ કરી શક્યાથી એનું કંઈ સૌન્દર્ય રહી શકતું નથી.

શકુન્તલા દુષ્યમન્તની આગળથી ચાલી જાય છે, પરન્તુ જવાનું મન નથી, તે છતાં પણ જવું જોઇએ, વળી તે જવા ચહાતી નથી, વધારે વખત ન થયો, છલ કરીને જરા થોભું—પળને માટે રહું, રહીને મહારાજનું સુધાપૂર્ણ મુખચંદ્ર વળી જરા જાઉં. પરન્તુ ઉપાય શો કરવો ?—સહેલાઈથી વિલંબ કરી શકતી નહોતી, સહેલાઇથી વાર લગાડયાથી સખીઓ મશ્કેરી કરે તેથીજ ચતુર બાલિકા ચાતુરી કરી બોલી—

अनसूये ! आरणवकुसमुहरा परिलक्खंदमे चलणं कुरयअसाहा परिलग्गं अवेक्कल । અનસૂયે ! હવે હું ચાલી શકતી નથી, નવા નવા કુશના અંકુરો પગમાં શોયની પેઠે ખુચે છે. વળી કુરૂબકની ડાલમાં મારા વલ્કલ વળગ્યાં છે. આવું કહીને કુરૂબકની ડાલમાંથી વલ્કલ છુટા કરે છે અને આડી આંખથી રાજાને જુએ છે.

આવું છલ કરીને શકુન્તલાએ મોંના ચાળા કર્યા, પગમાં કેટલી વ્યથા થતી હોય તેવા મુખના ચાળા કરીને ઉભી રહી.

અભિનવ એટલે નાટક ભજવી દેખાડવાની વેળાએ બરાબર તેવો મનનો ભાવ દેખાડવો જોઇએ. શરીરના ચાળાથી મનનો ભાવ દેખાડવો એ અભિનયનું જીવનછે. દુષ્યન્તની આગળથી શકુન્તલા જાયછે, પગમાં કુશાંકુર ખુચેછે, ઝાડમાં વલ્કલ વળગી રહેછે સામાન્ય ભાવથી આ સર્વનું અનુકરણ કરવું મુશ્કેલ નથી. પરન્તુ બરાબર તે વેળાના શકુન્તલાની પેઠે ચાલતા ચાલતા નહિ ઉભાં રહી શક્યાથી તે અભિનય થશે નહિ—તે ઉભુ રહેવામાં સૌન્દર્ય રહેશે નહિ.

વીભત્સ રૌદ્ર કરુણ વગેરે રસયુક્ત વાક્યથી મનનો ભાવ અનુકરણ કર્યાથી તેને વાચિક કહેછે, નાટકમાં વાક્યથી મનનો ભાવ પ્રકાશ કરવો હોય તો, થોડા વાક્યથી જરા જરા છળ દેખાડીને, જરા અસ્પષ્ટતાથી મનનો ભાવ કહેવો જોઇએ એ વાસ્તે નાટ્યશાસ્ત્રજ્ઞ કહેછે કે, અભિનય એક માણસના ગુણથી મનોહર થતો નથી. પહેલાં, નાટક સુકવિથ

રચેલો હોવો જોઇએ, ત્યાર પછી અભિનેતૃઓ એ-
ટલે નાટક ભજવી બતાવનારાઓ સહૃદયતા, સુગાયક,
ખુબસુરત અને અનુકરણ નિપુણ જોઇએ. આ
સર્વ ગુણો ન હોય તો નાટક સારી રીતે ભજવી
બતાવીને પ્રીતિકર થવું અસંભવિતછે.

દુષ્યન્ત રાજાને માટે શકુન્તલાના અન્તઃકરણમાં
હજારો વીછુઓની જવાલા થઈ છે, અત્યન્ત ગા-
ત્રદાહ થયોછે, શરીર બળીને સૂકાઈ ગયુંછે આવું
ભાન કરીને તે આંખ મીચીને સૂતી છે. પ્રિયવંદા
અને અનસૂયા પાસે આવીને પદ્મના પાતરાથી
હવા નાંખેછે. વા નાંખતાં નાંખતાં એકવાર સ્નેહ
કરીને શકુન્તલાને પૂછે છે हला सउन्दले ! अवि सुह-
आदेणलिणी पत्तवादो ?

કેમ શકુન્તલે ! કમલના પાતરાના વાથી એક-
વાર જરા શાન્તિ જણાય છે કે ?

પરન્તુ શકુન્તલાએ કહ્યું,–" किं वीअअन्ति मंस-
हीओ ? સખીઓ મને હવા ઢાળો છો કે ?

મનનો વેગ હવે થોભતો નથી ! કેવળ ચાર
શબ્દથી શકુન્તલાની જેટલી જવાલા હતી તે
એકીવાર જીવન્ત થઇને સર્વ પ્રકાશ પામીછે. દુષ્ય-

ન્ત રાજાને માટે તેને આવું કષ્ટ થયું હતું કે, સખીઓ પદ્મ પત્રની હવા નાંખતી હતી, તે શકુન્તલા જાણુવા પામી નહોતી. અહિં કેવળ કેટલાક શબ્દથી મનની મતલબ કહી છે, હૃદયની વેદના ઉઘાડી કર્યા છતાં તે સ્પષ્ટ કરી શકી નહિ તોપણ સર્વે વિષય એવું પ્રકાશિત કર્યું હતું કે, મનોભાવ એક રીતે હવે કોઈ રીતે કહી, શકાતો નહોતો, વાક્યદ્વારા મનનો ભાવ જણાવવામાં આ તેનું સૌન્દર્ય છે. શકુન્તલા જો કહેત " નહિ સખિ ! મને એક જાતનું મનઃકષ્ટ થયું છે કે, તમારા પદ્મ પત્રથી વા થાયછે તે હું જાણી પણ શકતી નથી." તો કંઈ સૌન્દર્ય રહેત નહિ, શકુન્તલાના દુઃખ ભરેલા વાક્યો આપણા હૃદયના મર્મસ્થાન સુધી અડકત નહિ.

સીતા વનવાસમાં છે, એક દિવસે એકદમ રામના જેવો મધુર અવાજ સાંભળીને તાપસીને પૂછ્યું પાણીથી ભરેલા નવા મેઘના જેવો ગંભીર શબ્દ મારા આર્યપુત્રના શિવાય બીજા કોઈનો નથી? તાપસીએ એક બે વાર ચાતુરી કરી, પરન્તુ આખરે છુપાડી રાખવાને સમર્થ થઈ નહિ તેથી બોલી—

श्रूयते तपस्यतः शूद्रस्य दंड धारणार्थम् ऐक्ष्वाको राजा जनस्थानमागत इति।

સાંભળ્યુ છે કે ઈક્ષ્વકુવંશના રાજા કોઈ શૂદ્રની તપસ્યાને માટે દંડ આપવા સારૂ આ સ્થાનમાં આવ્યા છે. બાર વર્ષ સુધી સ્વામીની જોડે મેળાપ નહોતો, એવી જગાએ સામાન્ય ઘરની સામાન્ય પ્રકૃતિની સ્ત્રી હોત તો આનન્દથી તથા દુઃખથી કેટલી રોત, દોડતી સ્વામીના પગ નીચે જઇનેપડત. પરન્તુ સીતા જનકની કન્યા, રઘુકુલ વધુ, વીરપત્ની તેના ઉચ્ચ હૃદયમાં ઉચું તેજ, અગાધ ગંભીરતા, વળી મન અભિમાનથી ભરેલું છે, તેણે આનંદ દેખાડયો નહિ, કેવળ આટલુંજ બોલી, दिष्टिआ अपरिहीनराअधम्मो क्खुसाराआ। ભાગ્યક્રમથી તે રાજાનો રાજધર્મતો સુદર પ્રકારે ચાલેછે ?

આહયાં આ કેટલાંક શબ્દોથી સીતાનું તેજ, અભિમાન અને મનનો ભાવ એકદમ ઉછળી પડેછે. એવું સૌન્દર્ય બીજું કંઈનથી. નાટક ભજવતી વેળાએ સીતાના જેવું અભિમાન દેખાડીને બરાબર તે વેળાના જેવી કાતરોક્તિ કરવી એ જ ખરેખરૂં સૌન્દર્ય છે.

રસજ્ઞ મનુષ્યો કહે છે કે, સૌન્દર્ય એકદમ ઉ-

ગાડુ કર્યાથી તેની તેવી શોભા રહેતી નથી. પૂર્ણ ચંદ્ર દેખાડવું હોયતો થોડાં થોડા ભાંગલા લઘુ મેઘના ખોળામાં જરા ઢાંકી દેખાડયાથી વધારે સુંદર દેખાયછે, નાંટકનો પણ ભાવ એકીવાર ઉઘાડીને કહ્યાથી તેનો રસ નષ્ટ થાયછે. જરા અસ્પષ્ટ રાખીને મનની મતલબ કહ્યાથી વધારે મીઠી જણાયછે.

વેશભૂશાદિ રચનાથી ખરી મૂર્તિનું અનુકરણ કરવાને આહાર્ય કહેછે. ખરા બનાવમાં જે માણસ જેટલી ઉમ્મરનો અને જે માણસનું જેવું વેશભૂષા થવું જોઇએ, તેવું નાટક ભજાવતી વેળાએ બરાબર થવું આવશ્યક છે. આ નિયમ પ્રમાણે કામ ન કર્યાથી અભિનય મનોહર થતું નથી. આજકાલના રાસલીલામાં ઘણીક જગાએ આ નિયમના ઉપર લોકોની નજર રહેતી નથી, એટલા માટે તે દેખાવ ઘણોજ કદરૂપો થાયછે. લવકુશ સજાવવા હોય તો બાર વર્ષના બાળક હોયતો શોભા પામેછે. વળી જેઓ વનવાસીછે; વનમાં રાજાનો પોશાક, રાજભૂષણ ન જોઇએ; એટલા માટે લવકુશને બાળકની પેઠે જટા અને વનફુલથી સણગાર્યાથી સારૂં દેખાયછે.

સ્તંભ સ્વેદ રોમાંચાદિને સાત્વિક ભાવ કહેછે.

આ ભાવ, મુખ અને હાથ પગ વગેરેના વિશેષ ચાળાથી અને રોમાંચ તથા અશ્રુપાતથી થાયછે.

નાટક ભજાવવામાં કેટલાક ગુણો ઘણા જરૂરના છે. જેમ કે—અનુકરણ નૈપુણ્ય, દેખાવની સુંદરતા સાંભળવાની મધુરતા અને ઠઠ્ઠા મશ્કરી મનુષ્યની પ્રકૃતિ આ છે, મનમાં ખરેખરી વસ્તુનો સંસ્કાર થાયછે, પછી તેની નકલ વસ્તુ જોવાથી ઘણો આનન્દ ઉત્પન્ન થાયછે. મનુષ્યનો કુદરતી આ ધર્મ છે તેથીજ આપણે વાંદરાના નાના પ્રકારના કૌતુક જોવાને ચાહીએ છીએ, કારણ તેઓ ઘણી વેળાએ મનુષ્યનું અનુકરણ કરેછે. પડદા અને પુતળાં જોવાથી આપણને કૌતુહલ ઉત્પન્ન થાયછે, કારણ આ સ્વાભાવિક વસ્તુનું અનુકરણ છે. પરન્તુ અનુકરણમાં બરાબર સરખાપણુ ન હોયતો કંઈ પણ ખુશી ઉપજતી નથી. નાટક ભજવી બતાવવું એ પણ એક જાતનું અનુકરણ છે. પરન્તુ ચિત્રપટ અને પુતળાના કરતાં એ અનુકરણ કઠણ છે. એમાં હૃદયના દરેક ભાવ ભંગી ઉપર લાવીને દેખાડવા જોઇએ. મનનો ખરેખરો શોક દુઃખ નહિ એટલુંજ નહિ પણ અનુકરણની ખાતર એકવાર રડવું પણ

જોઇએ પરન્તુ તે વેળાએ હસ્તા મુખમાં ફક્ત રોવાથી ચાલતું નથી. ગાલ ઉપસાવીને, હોઠ કંપાયમાન કરીને, આંખ છલ છલ કરીને બરાબર શોકની વેળાના પ્રમાણે ફિકા મુખથી રોવું જોઇએ. આવા સર્વ વિષયમાં ખરેખર અનુકરણ નૈપુણ્ય ન થાય તો નાટક પ્રીતિકર થતો નથી.

દેખાવની સુન્દરતા સર્વ સમયમાં અનુકરણને માટે જરૂર થઈ શકતી નથી, પણ નાટકશાળામાં જોનારા અને સાંભળનારાઓને ખુશી કરવાને એક મોટું હથિયારછે. આપણે ગુણનો વધારે આદર કરીએ છીએ. પણ ગુણ જોવાથી અને ગુણનો પ્રસંગ સાંભળ્યાથી તે ગુણના આધારને જોવાની ઇચ્છા થાયછે. દુર્યોધનનું લોખંડના જેવું શરીર, પર્વતના જેવા સખ્ત જે ભીમ, લોહગદા લઇને તે દુર્યોધનની જાંગ ભાગી હતી, તેને ખોળામાં લઇને જોવા માટે ધૃતરાષ્ટ્રની સહજમાં ઇચ્છા થઈ હતી. વનમાં રહીએ છીએ, ઝાડ ઉપર જંગલના પક્ષીઓ મધુર સ્વરથી ગાયછે, તરત પક્ષી જોવાની ઇચ્છા થાયછે, ગોકુલના વનમાં શ્રીકૃષ્ણ વાંસળીનો અવાજ કરીને રાધા નામમાં ગાન પકડે છે, અહિંઆં વાંસળી

-ના અવાજથી રાધિકાના કાન ભરી જતા હતા, પ્રાણરૂપી પક્ષી ચંચલ થઈ જતું હતું. તેથી એક દિવસે શ્રીકૃષ્ણને તેણે પૂછ્યું હતું, કેઇ દિસામાં તે ધ્વનિ કરેછે, રાધાને ઉદાસિની કરીછે, રૂબરૂમાં વગાડો તો સાંભળું.

એટલામાટે ગુણ સાંભળ્યાથી તેના આધારને જોવા માટે લોકોની કુદરતી ઇચ્છા ઉત્પન્ન થાયછે. પરન્તુ ગુણના સરખો આધાર થયલો જોવામાં વધારે મનોહર થાયછે. એ વાસ્તે નાટક ભજાવનારાઓને સુભવ્ય, રૂપવાન અને સુચચિત થવા જોઇએ અને નાટકશાળા તથા નાટકશાળાના પડદા વગેરે સુચિત્રિત હોવા જોઇએ. જેઓ યુરોપની ભાષા અને ફારસી ભાષા સમજી શકતા નથી, તે માણસો પણ ગુજરાતીના કરતા યુરોપીયન અને ઉર્દુ નાટકશાળા અને નટ નટીઓના ઉત્તમ સજિત તરીકે તે જોઇને વધારે મુગ્ધ થાયછે.

શ્રુતિમાધુર્ય નાટક ભજવવાનો બીજું એક મોટું અંગ છે. એ ગુણ ન હોવાથી અભિનય કાર્યે કંટાળા ભરેલું થઈ પડેછે. વિજ્ઞલોકો કહેછે કે આ મોટા ગુણની ખોટને લીધે ઘણાક નાટકો ખરાબ

થઈ પડયા છે. વીરત્વ દેખાડવાની વેળાએ કેવળ ખુમો પાડીને ચીડાવા પાતાલ ગજાવ્યાથી વીરત્વ પ્રકાશ થતું નથી. મૌખિક દંભ, હુકાર, ચિત્કારની સાથે આસ્ફાલન—એ શરતના મેઘની ગર્જનાની પેઠે નિષાદ ચંડાલ વગેરે નીચ માણુસો એવું કરેછે, વીરવંશના મહારાજોએ આમ કરતું એ તેમનું કામ નથી. તેઓએ મનનું તેજ, મનનો દંડ અને વીરને લાયક કામ દેખાડીને વીરત્વ પ્રકાશ કરવું. હોકારો અને અંગાસ્ફલનની પણ સીમા છે. બોલવાના વેણુ કડવા ન થાય તેના ઉપર ધ્યાન .રાખીને વીરત્વ પ્રકાશ કરવું જોઇએ.

બીજા બે કારણુથી નાટક ભજવી દેખાડવાનું માધુર્ય રહેતું નથી. તે બે કારણુ—લાંબા લાંબા શબ્દથી વધારે ભાષણુની છટા અને વગર કામનો વિલાપ નાટક ભજવી દેખાડવું એ અસ્વભાવનું અનુકરણુછે. આપણે જેમ વાત કરીએ છીએ, નાટકની ભાષા પણુ તેના જેવી જોઇએ. સારા માણુસોની સારા મનુ-ષ્યોની પેઠે વાત જોઇએ, પરન્તુ દીર્ઘ છંદથી મોટા મોટા શબ્દ નાખીને કહેવું નહિ. ભવભૂતિના નાટક સર્વે ગુણુની ખાણુછે, પરન્તુ કવિ એ દોષ છોડી શ-

કર્યો નથી. આજકાલ કેટલાંક નાટકો એ દોષથી ઘણાજ દૂષિત થયાંછે, તે કારણથી ખરેખરા ગુણ-ગ્રાહી સાંભળનારાઓને પ્રીતિદાયક થતાં નથી સરલ તથા વપરાતા શબ્દો નાટકમાં વપરાયતો લોકો સ-હેલાઇથી મુગ્ધ થાયછે. અતિ સુપંડિત માણસો પણ વાતના પ્રસંગમાં મા કરીને બોલાવેછે, માતા કહેતા નથી. તે કારણથી કરૂણસ્વરથી 'મા' કહીને બોલાવ્યાથી કાનમાં અમૃત રેડાયછે. શરીર રોમાં-ચિત થાયછે પરન્તુ 'માતા' આ શબ્દ મનને જે-ટલું જોઇએ તેટલું ખેંચતું નથી.

શોકની વેળાએ વિલાપ નાટકશાળાની બીજી એક વિપદની જગા છે. આજકાલ કેટલાક નાટકની વા તતો પડતી મૂકીએ, સંસ્કૃત મહાનાટક અને ઉત્તર ચરિતમાં પણ એ વિપદની ઘણી જગાછે રામચંદ્ર કાયર પુરૂષની પેઠે સીતાને માટે એવો વિલાપ કરેછે કે તે સાંભળ્યાથી કંટાળો ઉપજેછે. નાટકમાં નાયક અને નાયિકાના ચરિત્રની રક્ષા કરવી એ મોટામાં મોટું કામ છે. મનુષ્ય શોકની વેળાએ દુ:ખી થાય પરન્તુ તે વેળાએ પણ પોતાના ચરિત્રની રક્ષા કરવી જોઇએ

આપણા દેશમાં ઠઠ્ઠા મશ્કરી કરવા માટે નાટક ભજવામાં વિદુષક હોયછે,

અશ્લીલતા, વાગ્‌વિતંડા કુત્સિત વેશભૂષા પરિત્યાગ કરીને હસવાનો રસ ઉત્પન્ન કરીને કૌતુકર વ્યાપા-રમાં આ વિદુષકે કામ કરવું જોઇએ તેમ થયાથી લોકોને વધારે પ્રીતિકર થશે.

## અભિનયના પ્રકાર.

અભિ આ ઉપસર્ગ પૂર્વક ણિઞ ધાતુથી અભિનય શબ્દ ઉત્પન્ન થયો છે. અભિનો અર્થ સામેનું છે, ણિઞ ધાતુનો અર્થ મળવું છે, આવા બેના યોગથી આવો અર્થ નીકળે છે કે જે પ્રયોગોથી જે પ્ર-ક્રિયાથી સાક્ષાત્કારની પેઠે જોનારની સામે અ વે છે તે પ્રક્રિયા વિશેષનું નામ અભિનય છે જેમ કે—

अभिपूर्वस्तु णिञ् धातुराभिमुख्यार्थ निर्णये ।
यस्मात् प्रयोगं नयाति तस्मादभिनयःस्मृत : ॥

અભિનય ચાર પ્રકારના છે.

चतुर्धाभिनयः सः स्यात् वाचिका हार्यसात्विकाः ।
आंगिकश्चेति तन्मध्ये वाचिकः श्रेष्ठ उच्यते ॥

વાચિક, આહાર્ય, સાત્વિક અને આંગિ કઆ ચાર

પ્રકારના અભિનય છે. તેમાં વાચિક અભિનય જ શ્રેષ્ટ અને મુશ્કેલ છે.

अंगनेपथ्यसत्वानि वागर्थे व्यजयान्ति हि ।
तस्माद्वाचः परं नास्ति वाग्धि सर्वस्य कारणं ।

કારણ અંગ, નેપથ્ય અને નેપથ્ય સત્વ એટલે પ્રાણી, સર્વને સર્વ પ્રકાર અર્થ વાકયથી પ્રકટ કરવું પડે છે આ વાસ્તે વાચિક અભિનય શ્રેષ્ઠ છે.

વાચિક.

गद्यपद्यादि भाषा प्राकृत संस्कृतैः ।
सार्थकै रचिता वाण्या वाचिकः सोऽचिर्धीयते ॥

ગદ્ય પદ્ય અથવા બેઉ લક્ષણ વિનવી એટલે ખંડ વાકય એ ગમે તો પ્રાકૃત હો કે સંસ્કૃત હો અથવા બેઉનો સંયોગ કરીને હોય અર્થાનુરૂપ રચના કરીને પ્રયોગ દેખાડ્યાથી તે વાચિક અભિનય છે.

---

## સંગીતની પ્રશંસા.

મધુરતાના અનન્ત ઝરા પૂર્ણસ્વરૂપ પરમેશ્વરે તેના સ્નેહનાં ધન મનુષ્ય જાતિને જેટલી સોનાની ભેટો આપી છે, તે સર્વમાં ચઢીયાતો સંગીત ર-

સનો અધિકાર છે સંગીતની અમૃતલહરીથી વંચિત થયાથી પૃથ્વી નિશ્ચય શોકથી ઘેરાત, મનુષ્ય જાતેનું હૃદય સૂકાયલા તલાવની પેઠે આંખને દુઃખ દાયક થાત. જો કોઇ પૂછે કે મનુષ્ય જાતિનાં હૃદયની છુપી પ્રેમાગ્નિ શાથી બળેલી રહેલી છે; સ્નેહ મમતા, બંધુતા, સ્વતંત્રપ્રિયતા, શૂરજનોચિત માનસિક ઉચ્ચતા સંસારમાં શાથી જીવતી રહેલી છે; જો કોઈ પૂછે કે, વિશ્વની કેઈ વસ્તુ શોકાતુરની આશુની ધારાને રોકે છે તોપણુ નિષ્ઠુર સ્વાર્થપર પાષાણુ આંખને પણુ આંશુથી ભરપૂર કરવામાં સમર્થ થાય છે; અનુતાપીના દગ્ધ હૃદયને શીતલ કરી શકે છે તોપણુ પાપીની લોઢાની છાતીમાંપણુ વારંવાર અગ્નિના તણુખા વર્ષાવીને તેને ચમકીત કરી મૂકે છે, તો અમે અકુંઠિત મનથી સર્વથી પહેલાં, સંગીત ! તમારૂં નામ બતાવીશું સંગીત હૃદયના ઉંડા ભાગમાં પ્રવેશ કરે છે. બુદ્ધિ અને વાક્ય જ્યાં જવાનો રસ્તો મેળવતા નથી, ત્યા સંગીતનો માર્ગ ઉઘાડો હોય છે. સંગીત કુદરતી મણિમંત્ર મોટી ઔષધિના કરતાં પણુ હૃદયને વશીભૂત કરવામાં વધારે સમર્થ થાય છે.

ઈંગ્લંડના એક ધર્મોપદેશકે કહ્યું છે કે, મેં મારા શરીર અને મનનો થાક દૂર કરવા માટે જેટલાં વિરામ સુખ ભોગવ્યાં છે, તેમાં સંગીત જ સર્વથી ઉત્કૃષ્ટ છે. વિશેષ કરીને હું જ્યારે વાજુ લઇને વગાડું છું, ત્યારે વિરામની વેળાએ પણ હું શરીર મન એક સુખકર આરામનું સુખ ભોગવું છું. કારણ તે વેળાએ મારો હાથ જેમ વગાડે તેમ વાજામાંથી નીકળતા અવાજથી મારૂં હૃદય પણ પરિચાલિત થાય છે. એ મારા આત્માને ઉદ્બોધિત કરે છે. વિચારોને સ્થિર કરે છે, કાનોમાં અમૃતની ધારા વર્ષણ કરે છે, મનને વિરામ સુખ આપે છે, અને એ પ્રમાણે મને મારા પછીના કાર્ય કર્મને માટે વધારે તૈયાર કરે છે એટલું જ નહિ પણ તે વેળાએ પવિત્ર અને ફલ ઉત્પન્ન કરનારા વિચારો મારા હૃદયને પરિપૂર્ણ કરે છે. સંગીતની મધુરતમ ધ્વનિ જ્યારે મારા કાનોમાં પ્રવેશ કરે છે, ત્યારે ખરેખર નિર્મલતમ સ્રોતથી મારૂં માનસ ક્ષેત્ર પ્રવાહિત થાય છે. હું જોવું છું કે તાનલયના સામંજસ્યના ઉપર મન લાગવાનો અભ્યાસ હોવાથી મારો આત્મા પણ વધારે સમં-

જસીભૂત થાય છે અને સર્વે પ્રકારના ઝગડાની ઉપર મારો હમણાં એવો તિરસ્કાર જન્મ્યો છે કે જરાપણ કર્કશ ધ્વનિ પણ મને ઘણી તીક્ષ્ણ અને અપ્રિય જણાય છે." બંગાલમાં દંત કથા ચાલેછે કે, સાધક શ્રેષ્ઠ રામપ્રસાદ જ્યારે ભાવથી ગદગદ થઇને સંગીત રસથી નાહાતો હતો, તેના હૃદયની પ્રાર્થના જ્યારે સંગીતના અમૃતસ્રોતમાં પ્રવાહિત થવાનો આરંભ થતો હતો, ત્યારે ભક્તવત્સલ કાલિ દૂર રહી શકતી નહોતી. મૂર્તિમતી થઇને તેની આગળ આવતી હતી. આ એક કહેવત છે ખરી તેમાં કંઇ સંદેહ નથી, પણ તેની અન્દર એક છુપું સત્ય રહેલું છે. એનો અર્થ એ છે કે, સંગીત ઇશ્વર લાભનો એક અદ્વિતીય ઉપાય છે. પરમાર્થ વિષયનું એક આશ્ચર્યકારી સંગીત સેંકડો પ્રચારકોનું કાર્ય કરે છે. દેશના એક છેડાથા બીજા છેડાનાં માણસોના કંઠથી બીજાના કંઠમાં જાય છે. અતિ નિષ્ઠુર નિદારૂણ સત્યને પણ ચંદ્રના પ્રકાશની પેઠે સુસ્નિગ્ધ મૂર્ત્તિમાં અર્પણ કરે છે, હૃદયને અડકવાના બહાનાથી બુદ્ધિ આત્માને પરાજય કરેછે.

## સંગીતથી લાભ.

સંગીત મનુષ્ય જાતિને એટલું તો પ્રિય તથા શ્રદ્ધા પાત્ર છે કે, કોઈ જાતિ એને દૈવલબ્ધ કહે છે. એવી પુષ્કળ જાતિયો છે કે કોઈ વિશેષ વિ-શેષ કાર્યમાં ધર્મ, સંબંધી વ્યાપારમાં અને ખુશી ખુશાલી વગેરેમાં સંગીતને ઉપયોગ કરે છે. ટૂ-કામાં લોક માત્ર અપ્રકૃતિની ઉપર એ સગીતનું સંપૂર્ણ આધિપત્ય અને મોહન શક્તિનાં પ્રમાણો આપણા આ ભરતખંડમાં ઘણાં મળે છે.

આપણા દેશમાં એવી દંત કથા ચાલે છે કે, અકબર બાદશાહના વારામાં સુપ્રસિદ્ધ ગાયક મિ-રજાં તાનસેન એક વેળાએ દહાડે રાતના કોઈ રાગ ગાઇને રાતને સાક્ષાત કરી હતી, અને જ્યાં સુધી તેનો એ સ્વર ચાલ્યો હતો ત્યાં સુધી અં-ધકાર થઇને રાતની શોભા ધારણ કરી હતી. આવી રીતે બીજી પણ એક દંત કથા ચાલે છે કે, દી-પક રાગ ગાવાથી આગ શળગીને ચારે તરફના પદાર્થો બાળતા હતા. સુલતાન અલાઉદીનના વા-રામાં પ્રખ્યાત ગોપાલનાયક એક વેળા બાદશાહ-ના હુકમને તાબે થઇને દીપક રાગ ગાવા લાગ્યો

તેથી એકાએક આગથી એકીવારે બલીને રાખ થયો, ત્યારથી દીપક રાગ ગાવો બંધ થયો છે. તોમ્હલ હિંદ નામના ફારસી સંગીતના પુસ્તકમાં મિરઝાખાં કહે છે કે, દીપક રાગ હમણાં પંચમ તરીકે વપરાય છે. ગમે તેમ હો, પંચમ રાગ આજ સુધી ચાલે છે ખરો પરન્તુ આગળના દીપકની પેઠે એમાં અગ્નિ ઉત્પન્ન થતી નથી. બંગાલમાં કહેવાય છે કે, કોઈ વેળાએ એક સ્ત્રીએ દુકાલની વેળાએ મેઘરાગ ગાયાથી મુશલધારથી વરસાદ વરસ્યો હતો અને એ વરસાદ પડવાથી પાકનો બચાવ થયો હતો, એના ઉપર પુષ્કળ લોકો વિશ્વાસ પણ રાખે છે. ટૂકામાં ફક્ત આપણા હિન્દુસ્તાનમાં જ કેવળ સંગીત સંબંધી આવી દંત કથાઓ છે એટલુંજ નહિ પણ ચીન અને બીજા દેશમાં પણ એવી દંત કથાઓ સંભળાય છે. કહે છે કે ચીનનો પ્રખ્યાત સંગીત પ્રિય કનરિઉચિ એક વેળાએ સુમધુર સંગીત સાંભળ્યાથી એવો તો મોહિત થયો હતો કે, તેણે ત્રણ મહીના સુધી વગર ખાધે કાલ ગાળવામાં કંઇ પણ કષ્ટ જણાયું નહોતું કપતાન ઈંદ્લે બ્રહ્મ દેશના

એક નાટકનું અંગ્રેજીમાં ભાષાન્તર કર્યું છે તેમાં એક નટનું વર્ણનમાં લખ્યું છે કે, નટ પોતાનો સોનાનો તંબુરો હાથમાં પકડીને તે વગાડવાનો આરંભ કરતો હતો ત્યારે જંગલી હાથીઓ તેનો અવાજ સાંભળીને તેની પાસે આવતા હતા અને તેના કંઠ અને વાજાના સ્વરથી વિમોહિત તથા વશીભૂત થઇને તેની આજ્ઞા પ્રતિપાલન પણ કરતા હતા. બ્રહ્મ દેશના માણસોના ગીતથી ક્યાં સુધી માનસિક અભિપ્રાય પ્રકાશ કરવામાં શક્તિવાન છે તે ઇઉલના ભાષાન્તર કરેલા પુસ્તકથી વિશેષ થાય સિદ્ધ છે.

અજ્ઞાન પશુ તથા પક્ષીઓના માનસિક ભાવના ઉપર સંગીત સારી પેઠે શક્તિ ધરાવે છે. તેનું એક આશ્ચર્યકારક દૃષ્ટાન્ત આપણા ભારતવર્ષમાં મળેછે પ્રસિદ્ધ સર વિલિયમ જાન્સે પોતાનાં એક વિશ્વાસુ માણસના મુખથી સાંભળ્યું હતું કે જ્યારે નવાબ સિરાજુદ્દૌલા તેના મિત્રોની જોડે વીટલાઇને બગીચામાં ગાતો હતો, તે વેળાએ ત્યાં બે ઘેટાં આવીને તે ગાયન સાંભળતા હતા. એક દિવસે તેઓ ગાયન સાંભળ્યાથી એવા મોહિત થઈ ગયા

હતા કે, જ્યારે પાષાણ હૃદયના દુર્વૃત નવાબે પોતાની તીર ફેકવાની પ્રવીણતા દેખાડવા માટે તેઓમાંના એકના ઉપર તીર ફેક્યો ત્યારે તે કંઈ પણ જાણી શક્યો નહિ, ત્યાંજ ઉભો ઉભો તે તીરના મારથી તેણે પ્રાણ છોડયો. ઈરાન દેશમાં એક દંત કથા ચાલે છે કે તે દેશનો રહેનાર મિરઝા બુલબુલ નામનો એક વાંશળી વગાડનાર જ્યારે પોતાના બાગમાંના એક ઝાડની ડાળી ઉપર બપોરે બેશીને સુસ્વરથી વાંશળી વગાડતો હતો ત્યારે એક બુલબુલ પક્ષી કયાંથી આવીને તેના વંશીના સ્વરના સરખા અવાજથી અતિ કોમળ ભાવથી એ ઝાડ ઉપર ગાયન ગાતું હતું, કેટલાકો કહેછે કે વાંશળી વગાડનાર મિરઝાએ, બુલબુલ પક્ષીને વશીભૂત કર્યું હતું, તેથી સર્વે તેને બુલબુલ ઉપાધિ આપી હતી. પશુ અને પક્ષીઓના સંગીતાપકૃત ચિત્તતાનાં આવાં પુષ્કળ ઉદાહરણો મળ્યાંછે.

ફિન જાતિઓના પ્રાચીન ધર્મ પુસ્તકમાં લખ્યું છે કે ઓયનામનીયમ નામનો દેવત. ગ્રીક દેશના અરફિયાસ દેવતાની પેઠે પોતાનો તંબુરો વગાડીને જંગલના પશુઓને વશીભૂત કરતો હતો, આવી

રીતની દંત કથા યુરોપના ઘણાક દેશમાં છે. ટૂંકામાં ઉપર લખેલી દંતકથાઓ સંગીતની ઉત્તમતા પ્રકટ કરેછે, પરન્તુ એ કેટલી ખરી છે તેનો વિચાર વાંચનારે કરવો. સંગીતમાં વળી ઔષધની તાસીર છે એટલે એનાથી ઘણા રોગ મટે છે તે જાણવાની ઇચ્છા ઉત્પન્ન થશે. તેની તૃપ્તિને માટે ત્રણ ચાર ઉદાહરણ આપીએ છીએ. ગાયનથી અન્તઃકરણ નિર્મલ અને શુદ્ધ થાયછે તે ઘણુંકરીને સર્વ માણુસો પોતપોતાની સ્વાભાવિક બુદ્ધિની મદદથી તેનો અનુભવ કરી શકેછે. ઘણા દર્દની વેળાએ ઉત્તમ સ્વરથી આત્માની સ્થિરતા થાયછે, અસુસ્થ ચિત્ત વિનોદન તથા વિકસિત મનની સ્થિરતા કરવામાં ગાયનછે. સંગીત માનસિક અને દૈહિક વિષયમાં મોટા ઉપકાર તરીકે પ્રસિદ્ધછે તે જરૂર ઘણા જાણુતા હશે. પિથોગોરસના જીવનચરિત્રમાં લખ્યું છે કે, (પિથોગોરસ પરિશ્રમિક કોઈ કાર્યમાં લાગવાની પહેલાં એટલે પ્રાતઃકાલે પોતાના વિદ્યાર્થિયોને પહેલાં સંગીત વિદ્યાનું અનુશીલન કરવાનો ઉપદેશ આપતો હતો, ઉપલી વિદ્યાથી ચિત્તને શોધન કરવાનો તેનો મુખ્ય ઉદ્દેશ હતો. સૂવાની વે-

ગાએ માથુ દુઃખે તો તેને દૂર કરવા માટે તે ગાયનને વિશેષ ઉપયોગી જાણતો હતો. રાતે સૂવાની પહેલાં ચિત્ત સંશોધનને માટે પિથાગોરસે ગાવાનો નિયમ કર્યો હતો. ગાનાર કવિ એરિસટાઇડિસ કહે છે કે જેમ કોઈ ચતુર ખેડુત જમીન વાંવવાની પહેલાં તેમાંથી વગર કામના જંગલી કાંટા છોડવા ઉખાડ્યા પછી વાવવા લાયક સારાં સારાં બીજો વાવેછે, તેમ કોઈ વિદ્યાર્થિને બીજી વિદ્યા શીખાવવાની પહેલાં સંગીત વિદ્યાથી તેના મનનો મેલ દૂર કરવો અને ચિત્ત શુદ્ધ કરીને ત્યાર પછી તેને બીજા શાસ્ત્રોનો ઉપદેશ આપવો જોઇએ.

ઇટાલિના મોડેના પ્રાન્તમાં મિરાનડોલા નગરનો રહેવાસી પાઇકોમ કહેછે કે ઔષધથી જેમ શરીરની તનદરોસ્તીનો લાભ થાયછે તેમ ગાયનથી મનની તનદરોસ્તી મળેછે. એથિનિયસ કહેછે કે, રાજાઓ ફક્ત ખુશી તથા વિલાસ વધારવા માટે ખાવાની વેળાએ ગાયન સાંભળે છે એટલુંજ નહિ પણ તેઓ ગાયનને ઔષધ તરીકે સમજેછે. કારણ કે તેનાથી મનનો ઉલ્લાસ વધીને ખાવાની વસ્તુઓ જલદીથી પચેછે. પ્લેટો કહે છે કે, જેમ સ્વચ્છ

હવાથી દેહ શીતળતા મેળવેછે, તેમ ગાયન સાંભળવાથી મન પણ સુશીતળ થાયછે. મહેનતથી મનનો ભાર અથવા કલેશ થાયછે, તે સંગીત ભાર દૂર કરેછે સંગીતથી ક્રોધ પણ જતો રહેછે. સંગીતની એટલી બધી શક્તિ છે કે, માના ખોળામાંનું કાલુ કાલુ બોલનાર બાળકો પણ ગાયન સાંભળ્યાથી શાન્ત ભાવ ધારણ કરેછે, ગાયન ગાઇને ચંચલ બાળકોને સૂવાડવાનો સર્વ દેશમાં ઉપયોગ થાયછે. મારટિલાસ કેપિલા કહેછે કે, ગાયન સાંભળ્યાથી તાવ તથા ઉન્મત્તતા વગેરે રોગ મટેછે કહેવાયછે કે, ટક્કાદિના અવાજથી બેહેરાપણું સારૂ થવાનુ સંભવેછે, જૂનો તાવ, ત્રણ દિવસે આવતો તાવ તેમજ ચોથીઆ તાવ, ઉન્મત્તતા વગેરે પુષ્કળ રોગો સંગીતથી શાન્તિ પામેછે તેના ઉદાહરણો હારીત, ચરક, સુશ્રુત, પરાશર વગેરે આપણા વૈદ્યક ગ્રંથમાં પણ મળેછે જેમકે—

रोगस्तु द्विविधः शरीरो मनश्च । तत्र शारीरो वनस्पत्याद्योषधिभिः प्रायाश्चित्तादिभिश्च प्रशाम्यति । मानसस्तु मद्वाक्य श्रवण मद्य स्वप्न संगीतादिभि विज्ञान ज्ञानस्मृति धैय समाधिश्च, प्रशाम्यति इति हारीतः । य-

दुक्तः पराशरेण गीतवाद्ययोगुणः मदमूर्च्छा भ्रमतंत्राणां गीत वाद्य श्रवणे विनाश माति ॥ यदुक्तं चरके क्रोधतः कामतो माहतो ज्वरे गीत वाद्ययोः श्रवणं हि नामिति॥ यदुक्तं चरके उन्मादस्य पूर्व रुप संगीत श्रवणं हिनामिति ॥ ज्वरस्य काल स्त्रेगम्त्रा चिन्तयन् ज्वयते तुषः तस्येष्टै गीत वार्द्यश्च विचित्रं नशियेत् स्मृाति इतिच ॥

સાક્રેટિસ, હોમાર, મિલ્ટન વગેરે માણસોએ પણ સંગીતના ઘણા પ્રકારના ગુણ કબૂલ કર્યાછે. શેક્સપિયર કહેછે Soul that is dead to music, is capable to treason એટલે ગાયન વગરના હૃદયને રાજ વિદ્રોહાદિ કામ કરવું સરળછે.

સંગીતની ચર્ચ્ચાથી મનુષ્યનું મન અવશ્ય શુદ્ધ અને કોમળ થાય છે, એથી ગ્રીસમાંના આરકેડિયાની રાજનીતિ પ્રમાણે ત્યાંના તમામ યુવકોને સંગીતનું શિક્ષણ આપવામાં આવતું હતું, તેથી ઇતિહાસમાં લખાયલું છે કે, આરકેડિયાના રહેવાસીઓનાં મન, પ્રેમ, દયા, દાક્ષિણ્ય, પરોપકાર વગેરે કોમળ ગુણોથી પરિપૂર્ણ હતા.

કાવ્ય શાસ્ત્રની સાથે સંગીતનો સંબંધ પ્રસિદ્ધ કવિ શેક્સપિયર, હુકાસ, મિલ્ટન, પોપ વગેરે

કવિઓએ ઘણી જગાએ કબુલ કર્યો છે, અને છ- ન્દસ્તત્વદર્શીઓને ગાયનથી કેટલો લાભ થાય છે તેના ઉદાહરણો સંસ્કૃત સંગીત ગ્રન્થો રત્નાકર, ર- ત્નાવલી વગેરેમાં મળે છે, આ કારણથી કાવ્ય શાસ્ત્રીઓને સગીત શીખવું ઘણું જરૂરનું છે. વળી ગાયનની જોડે મનુષ્ય પ્રકૃતિનો એટલો સંબંધ છે કે જૂદી જૂદી જાતિનો પરસ્પરનો ભાવ અને ચરિત્રનું કેટલું જૂદાપણું અને ક્રિયા ક્રિયા વિષયમાં સરખાપણું છે તે જાતિય સંગાતથા સારી રીતે જાણવામાં આવે તો તેનું અનુમાન થઈ શકે છે. એટલા માટે જાતિય સં- ગીતશિક્ષણથી જૂદાં જૂદાં મનુષ્યની પ્રકૃતિના એકમેક વચ્ચેના સંબંધની શોધ કરીને સંગીતવિત્તાતોને લાભ થાયછે, તેમજ એથનલિજિષ્ટ (Ethnologist) એ ટલે નૃતત્વવિત્તાને પણ ઘણોજ લાભ થાય છે. કારણ નૃતત્વવિત્તા જાતિ વિશેષમાં મનુષ્ય પ્રકૃતિનો વિ- ચાર કરે છે. જાતિય સંગીતની ચર્ચાથી એકમેકના સંબંધનું જ્ઞાન મળે છે. વળી આલંકારિકોને પણ જાતિય સંગીતમાં લાભ થાય છે, કારણ નાના પ્ર કારના અલકાર ગ્રંથોમાં જે રસોનો નિર્ણય કરે હોયછે તે સર્વ રસની સાથે આપણા રાગ રાગિણ-

પુષ્કળ સંબંધ જોવામાં આવે છે. જો કોઈ કોમળ સ્વરથી ગાયન ગાય તો આલંકારિક સંગીતવિત્ હોય તો સહેલાઇથી સમજી શકશે કે આ ગાયન કરૂણા રસવાળું છે, વિવાહાદિની વખતે હાસ્ય રસ વાળું કોઈ ગાયન સાંભળ્યાથી હાસ્યરસવાળું તરીકે સહેલાઈથી તેને જણાશે. વૈદ્યોને તેમજ ડાક્ટરોને પોતાના ધંધાને માટે પણ સંગીત વિદ્યા વગર કામની નથી, તે આગળ લખી ગયા છીએ. ડાક્ટરને સંગીતમાં અધિકાર હોય તો રોગની ખાસિયત સમજીને તેના ઉપયોગી ગાયન સંભળાવવાનો બંદોબસ્ત કરી શકેછે. વળી ધ્વનિતત્વવિત્ત, નૈયાયિકોને પણ ગાયન ઉપયોગી છે, કારણ ધ્વનિઓમાં કેઈ સુમધુર તથા કર્કશ, કેઈ મોટી અથવા કેઈ ઝીણી છે તે નકી કરવાના કામમાં સંગીત વિદ્યાથી ઘણી મદદ મળેછે. વૈદાન્તિકોને પણ સંગીત વિદ્યા વગર કામની નથી. એના ઘણાક પ્રમાણ રત્નાકરાદિ સંગીત ગ્રંથમાં મળેછે.

જો કે આપણા દેશમાં ચિત્રવિદ્યાની જેટલી જોઇએ તેટલી ઉન્નતિ થઈ નથી, પરન્તુ કાલે કરીને

જ્યારે બીજા વિષયોની પેઠે ચિત્ર વિદ્યાની વિશેષ ઉન્નતિ થશે ત્યારે ચિત્રતત્વવિત્તોને સંગીતથી વિશેષ લાભ થશે. કારણ કે ક્રિયા સુરની સાથે ક્રિયા સુરને મેળવ્યાથી સાંભળવામાં સુમધુર થાયછે તેમ ક્રિયા રંગની જોડે ક્રિયા રંગ મેળવ્યાથી જોવામાં ઘણુંજ મનોહર જણાય. સંગીતની જોડે ચિત્ર વિદ્યામાં કેટલું સરખાપણુંછે તેની જો વિશેષ જાણવાની ઇચ્છા હોય તો જાન ફૂલ્ડે રચેલું ધ્વનિ અને વર્ણ નિરૂપણ નામનું પુસ્તક જોવું. ઉપલા પુસ્તકમાં વળી જોશો કે, ક્ષેત્રતત્વજ્ઞ અને કાલતત્વ દાર્શિકોને સંગીતથી ઘણો લાભ થાયછે.

### સંગીતનાં લક્ષણ.

સંગીત કોને કહેછે? સાધારણ રીતે જેને લોકો કેવળ ગાયન તરીકે કહેછે તે નથી. ખરી રીતે કહેવામાં આવે તો ગાવું, વગાડવું અને નાચવું આ ત્રણ એકઠાં થઇને સંગીતનું સાધારણ નામ કહેવામાં આવેછે. જેમકે પ્રખ્યાત મલ્લિનાથે પણ કહ્યુંછે—

संगीतं द्विविधं प्रोक्तं दृश्यं श्राव्यं च सूरिभिः ।

અર્થાત્ સંગીત બે જાતનાં છે, દૃશ્ય અને શ્રા-

વ્ય. ગાવું અને વગાડવું એ શ્રવણના પ્રત્યક્ષછે, એ વાસ્તે એનું નામ શ્રાવ્ય સંગીતછે, એ સ્વર પ્રધાન છે પરન્તુ તે શબ્દ સ્વર પદ વાચ્ય થઈ શકતો નથી, ધ્વનિમંજરીનો કર્ત્તા કહેછે કે—स्निग्धश्च रंजकश्चासौ स्वर इत्यभिधीयते અર્થાત્ જે શબ્દ સ્નિગ્ધ તથા રંજક* હોયછે તેને જ સ્વર કહેવામાં આવેછે. વળી નૃત્ય દર્શન શિવાય કદી તે સંભળાઈ શકતું નથી, તેથી નૃત્ય દૃશ્ય સંગીત અને નાટકાદિને ભજવી દેખાડવું તે દૃશ્ય સંગીતમાં ગણાય છે.

## સંગીત વિષે વિચાર.

સંગીત કુદરતી છે એ સિદ્ધ કરવું ઘણું મુશ્કેલ નથી. જ્યારે સુધારાનું કંઈ પણ ચિન્હ નહોતું, વિજ્ઞાન દર્શનાદિ શાસ્ત્રનો કંઈ પણ વાસ નહોતો, ત્યારે પણ સંગીતની ચર્ચા થતી હતી. પરન્તુ તે વેળાના બધી જાતોનાં સંગીતો એક પ્રકૃતિના જણાતા હતા. ત્યાર પછી જ્યારે જાતિ વિશેષમાં થોડી થોડી સુધારણા થવા લાગી અને વિજ્ઞાનાદિ શાસ્ત્રની પણ ચર્ચા થવાનો આરંભ થયો, ત્યારે મનુષ્યની બુદ્ધિવૃત્તિ અને પ્રકૃતિની જોડે સંગીતની

પ્રકૃતિમાં પણ ફેરફાર થવા લાગ્યો. હમણાં જૂદી જૂદી જાતિની ખાશિયત પ્રમાણે સંગીતની પ્રકૃતિ પણ એક બીજાની જોડે એટલું તો જૂદાપણું થયું છે કે કોઈ જાતિ વિશેષ પોતાના દેશનું સંગીત સાંભળતાં જ વગર હરકતે તરત તે પોતાનું સંગીત તરીકે સમજેછે. પ્રત્યેક જાતિની પ્રકૃતિને અનુસરીને પોતાના સંગીતના ઉપર ઘણી પ્રીતિ રાખેછે એ તેનું પ્રત્યક્ષ સિદ્ધ અને તેના કેટલાક ઉદાહરણો પણ **નાથન**, **કારલ**, **અંજલ** વગેરેના સંગીત ગ્રંથોમાં જોવામાં આવેછે. ઉપર લખેલા સંગીતનાં ગ્રંથો રચનારાઓ કહેછે કે, સંગીતથી કોઈ જાતિ વિશેષની મનના અભિપ્રાય પ્રમાણે બધા અન્તરના ભાવો ખુલ્લી રીતે પ્રકાશ થાય તેનું નામ જાતીય સંગીત છે તેની રચના અને તેઓના ભાવોના જૂદાપણાથી એક જાતિ અથવા એક સંપ્રદાયના સંગીતથી બીજી જાતિ અથવા બીજા સંપ્રદાયનાં સંગીતમાં સારી પેઠે તફાવત જોવામાં આવેછે. જૂદી જૂદી જાતિના સંગીતની રચના અને તેના પ્રત્યે પ્રેમ તથા તેઓની પ્રકૃતિ અને નિયમાદિનું જૂદાપણું હોવા છતાં એવી જાતિ

અથવા સંપ્રદાય દુર્લ્લભ છે કે જેઓનું જાતીય સંગીત નથી એવું કહી શકાય. એથી જણાય છે કે સંગીત વિદ્યા જૂદા જૂદા દેશમાં જૂદી જૂદી રીતે પ્રકૃતિના યોગ્ય થઇને આવેછે. થોડી સુધરેલી કોમે ઉત્તમ કોઈ જાતિ વિશેષના સંગીત સારી રીતે એકઠાં કરીને કોઈ જાતિ વિશેષના સંગીતને ઉન્નત કરી મૂક્યાછે ટૂંકામાં એવું પણ થઈ શકેછે કે, બીજી જાતિની સંગીત વિદ્યા કેટલાક ભાગનું અવલંબન કરીને કોઈ જાતિ વિશેષનું સંગીત સુધરેછે. આવો બનાવ ઘણું કરીને જીતનાર અને પરાજિત પ્રજાઓમાં જોવામાં આવેછે. મુર જાતિઓની સંગીત વિદ્યાથી સ્પેન દેશના સંગીતની ઉન્નતિ થઈ છે એ તેનું પ્રમાણ છે. મુર જાતિએ ઇસવીસનની આઠમી સદીમાં જ્યારે એ દેશને કબજામાં લીધો, ત્યારે કેવળ સંગીત વિદ્યાની ચઢતી કરી હતી એટલુંજ નહિ પણ મુર જાતિની તરફથી એસિયા ખંડમાંથી સ્પેનમાં ધનુર્યંત્ર સુદ્ધાં પહેલું સંસ્થાપિત થયું હતું. ઈ. સ. ૧૫૦૦માં યાહુદી જાતિએ જે બકરાં ચરાવનારાઓને સ્પેનમાંથી હાંકી કાઢયા હતા,

તેઓની ઇશ્વિરાધના સૂચક ગાયનમાં મુરજાતીય સંગીતની પદ્ધતિના હજી પણ વિશેષ લક્ષણો જોવામાં આવેછે.

જર્મનોનું ( Dessauer Marsch ) ડેસયર મારસ " નામનું ઉત્તમ લઢાઈનું સંગીતનું જન્મસ્થાન ઇટાલિ છે. ઈ. સ. ૧૭૦૬માં જર્મનીના ડિસુ નગરના યુવરાજ લિયેપોલ્ડે પોતાના બાહુબલથી ઈટાલિનું ટિઉરિન શહેરને જ્યારે જીત્યું, ત્યારે પરાજિત ઇલિલિઓએ તેના માનને માટે ડેશયર મારસ નામનું ગીત જોડીને સર્વે આગળ થયા, આ સુસ્વરવાળુ સંગીત સાંભળીને જર્મન લસ્કર એકીવારે એટલું મોહિત થયું હતું કે, તઓમા જોડેના વાજાં વગાડનારાઓ તે ગીત બરાબર શીખવામાં પાછા હટયા નહિ. ત્યાર પછી રૂમસી જય કરનારી સેના સ્વદેશમાં પાછી ગઈ અને ત્યાંના માણસોને તે શીખાડયું, એ હજી સુધી ત્યાં ગવાયછે.

ઇસવીસનની આઠમી સદીમાં મુસલમાનોએ હિંદુસ્તાન ઉપર હકુમત સ્થાપવાનો આરંભ કર્યો ત્યારથી લોકોએ આપણું સંગીત વધારે ઉન્નત

જોઇને પોતાના સંગીતને સારી અવસ્થામાં આણુવા માટે આતુર થયા. હમણાં જે મુસલમાનોમાં રાગ રાગિણીનો ઉપયોગ થાયછે તેના નામ અને ક્રિયાંગના નિયમાદિ ઘણુંકરીને સંસ્કૃતને આધારેછે.

## રાગ રાગિણી.

ગાવું, વગાડવું, નાચવું આ ત્રણનું નામ સંગીત છે. તેમાં ગાવું સર્વથી ચઢીયાતું છે. ગીતનું ખરેખરૂં રૂપ કહેવું હોયતો તેનું મૂળ 'કારણ જે નાદ છે તે ન કહ્યાથી અથવા નહિ સમજ્યાથી ગીતનો ભાવ તથા શરીર કોઈ રીતે સમજી શકાતો નથી. એ વાસ્તે પહેલાં નાદ કોને કહેછે. સંગીત નારાયણ તેનું નિરૂપણ કરે છે કે, શરીર સંસ્થાન તથા શરીરના પદાર્થ વિષય કહુંછું. તેમાં આત્મા એક જૂદો પદાર્થ છે. આ આત્માને ઇચ્છા નામનો એક ગુણ છે, જે ગુણનો ઉદ્‌ભેદ થયાથી મનુષ્યનો યત્ન ઉત્પન્ન થાયછે. આત્માની તેવી ઇચ્છા જ્યારે કંઈ કહેવાને માટે ઉદ્‌ભેદ થાયછે ત્યારે તે ઇચ્છા પહેલાં મનને સંચાલિત કરેછે, (મનનો યત્ન થાયછે,) મન શરીરના તેજને સંચાલિત કરે છે, તેજ દૈહિક વાયુને પ્રેરણ કરેછે તેથી નાભિસ્થાનના આકાશમાં

એટલે અવકાશમય સ્થાનમાં પ્રાણવાયુ અને જઠરાગ્નિનું ઘસવું ઉત્પન્ન થયાથી તેની નાડીઓ કંપિત થઇને એક અનિર્વચનીય પ્રકારના શબ્દની ઉત્પત્તિ થાયછે. એ ઉત્પન્ન થયલા શબ્દનેજ નાદ કહેછે. તે નાદ કેટલાંક સૂક્ષ્મ ધ્વનિનું એકત્રપણું છે. એવા નાદના અવયવીભૂત ધ્વનિ સૂક્ષ્માંશનું નામ શ્રુતિ છે. શ્રુતિ ૨૨ થી વધારે નથી.

સા, રિ, ગ, મ, પ, ધ, નિ આ સાત સ્વરની ઉત્પત્તિ પરિમાણ કાલ વગેરેનું જ્ઞાન ઉત્પન્ન થવું એ શ્રુતિજ્ઞાનનું ફલ છે, એટલે કાર્ય છે. શ્રુતિ, સ્વરના ઉપાદાનનું કારણ છે.

શ્રુતિઓ શરીરના સ્થાન વિશેષથી ઉત્પન્ન થાયછે. તે જગા ત્રણછે. હૃદય કંઠ, તાલુ. ૨૨ શ્રુતિ ત્રણ સ્થલમાં ઉત્તરોત્તર ધીરે ધીરે બમણા ભાવવાળી, એટલે પહેલી શ્રુતિ જેટલી ઉચ્ચ, તે વીસમી શ્રુતિ એટલે પરસ્થાનની પહેલી શ્રુતિ તેના કરતાં બમણી થાયછે.

હૃદય મૂર્છા અને નાભિની જોડે મોટામાં મોટી ૨૨ નાડીઓ છે. એ નાડીઓ વાંકી છે, ઉપર છે. આ નાડીઓજ દેહયંત્રના તાર સ્વરૂપછે, શરીરનો

ઘણુ બારીકજ એ સર્વ નાડી હાલે છે, તેથી શ્રુતિની ઉત્પત્તિ થાયછે, તેજ ધીરે ધીરે મોટી થઇને સ્વરરૂપથી પ્રકાશ આપેછે. પેટની ગુફા તથા નાડીના માર્ગ વગેરેમાં જે પોલાણ છે વળી પિત નામનો તેજદાર પદાર્થ શરીરમાં છે અને શ્વાસોશ્વાસ વગેરે વ્યાપાર જેનાથી થાયછે, તે વાયુ વળી એ ત્રણ પદાર્થના બળથી જ પહેલાં નાદ (સૂક્ષ્મ અવિકૃત ધ્વનિ) ઉત્પન્ન થાયછે. પણ તે નાદ ધીરે ધીરે નાભિની ઉંચે જઇને ધીરે ધીરે હૃદય, કંઠ, મુખ અને ગલાના પોલાણુમાંથી નિકળે છે, ત્યારે તે દાંત, હોઠ, તાલવુ, એટલે નાની જીભ તથા જીભની મદદથી નાના પ્રકારના સ્પષ્ટ આકારથી પ્રકાશ થાયછે.

સ્વર, વર્ણ અને મૂર્ચ્છનાદિ ભૂષિત થઇને જે ધ્વનિ ઉચ્ચારિત થાયછે, તે ધ્વનિ જનસાધારણના ચિતરંજન કરે છે તેથી તેનું નામ રાગ છે. જેમકે—

योऽयंध्वनि विशेषस्तु स्वरवर्णविभूषितः ।
रंजकोजनाचित्तानां स रागः कथिता बुधै ॥

આ રાગના અંગ અર્થાત્ કેટલીક પ્રતિપોષક ક્રિયા તથા વસ્તુ છે, તે રાગાંગ નામથી ઓળખાય છે. રાગાંગની પેઠે ભાષાંગ, ક્રિયાંગ તથા ઉપાંગ ના-

મના બીજા કેટલાક વિષયો છે તેના લક્ષણ આ—

रागच्छयानुकारित्वाद्रागांगमिति कथ्यते ।

જે રાગની છાયાનુયાયી છે તેને રાગાંગ કહેછે.

भाषाच्छायाश्रिता येन भाषागस्तेन कथ्यते ।

કારણ ભાષાની છાયાની આશ્રિત છે તેથી તે ભાષાંગ નામથી કહેવાય છે.

करुणात् साहसं युक्तं क्रियांग तेन हेतुना ॥

કરૂણ તથા ઉત્સાહાદિ રસો જે ક્રિયામાં જોડાયલા હોય છે તે જ ક્રિયાંગ છે.

किंचिच्छायानुकारित्वादुपांगमति कथ्यते ।

જરા અર્થાત્ કોઈ ભાગમાં છાયા લાગ્યાથી તે ઉપાંગ છે.

એના શિવાય કાંડારણા નામનો બીજો એક ગીતાંગ છે, તેના લક્ષણ આછે—

कांडारण तु कथिता तारस्थाषु शीघ्रता ।
गमकै र्विविधै र्युक्ता कौशलेने विभूषिता ॥

તારસ્થાનમાં જલદી, નાના પ્રકારના ગમક યુક્તતા, સુકૌશલથી સ્થાપિત થયાથી તેને કાંડારણા કહેવામાં આવે છે.

રાગની ત્રણ જાત છે, શુદ્ધ, છાયાલગ અથવા સાલગ અને સંક્ષર્ણ. જેમ કે—

श्रुद्धाच्छायालगाः प्रोक्ताः संकीर्णाश्चतथैवच ।

કલ્લિનાથે તેની વ્યાખ્યા કરી છે કે, શાસ્ત્રમાં લખેલા નિયમથી ઉચ્ચારિત સ્વર પ્રેમ દાયક થાય છે, એ વાસ્તે તે શુદ્ધ રાગ છે. બીજાની છાયાગામી હોવા છતાં પ્રીતિ ઉત્પન્ન કરે છે તેથી તે છાયાલગ રાગ કહેછે. બેઉ ચઢીયાતા છતાં અપ્રીતિ ઉત્પન્ન કરે છે તેથી તે સંકીર્ણ રાગ છે. જેમ કે—

तत्रशुद्धरागत्वनाम शास्त्रोक्त । नियमात् रंजक भवति ।
छाया लगत्वं नाम अन्यछायालगत्वेन रक्तिहेतुत्व भवति
संकीर्ण रागत्वं नाम शुद्ध छायालगमुख्यत्वेन रक्ति हेतुत्व भवति ॥

રાગ આડવ, ષાડવ અને સંપૂર્ણ આ ત્રણ જાતની પંક્તિમાં વેચાયલા છે. ૫ સ્વરનો રાગ આડવ. ૬ સ્વરનો રાગ ષાડવ. ૭ સ્વરનો રાગ સંપૂર્ણ કહેવાય છે.

૫ સ્વરથી ઓછા રાગ થતા નથી. મત વિશેષથી સાધારણ ૨ રાગ સર્વેથી ચઢીયાતા અથવા જૂના છે. શ્રી, નટ, બંગાલ, ભાષ, મધ્યમ, ષાડવ, રક્તહંસ, કોહલાસ, પ્રભવ, ભૈરવ, મેઘ, સોમ, કામોદ, આભ્ર, પંચમ, કન્દર્પ, દેશ, કકુભા, કૌશિક, નટનારાયણ.

પ્રાચીન મતમાં સર્વથી મોટા ૭ રાગ છે. શ્રી-રાગ, વસન્ત, ભૈરવ, પંચમ, મેઘરાગ, વૃહન્નટ. આ રાગો પુરૂષ જાતિમાં વર્ણેલા છે.

રાગિણી એટલે રાગની સ્ત્રી. રાગના અનુગતછે તેથી રાગભાર્યા: અથવા રાગિણીનું નામ આપવામાં આવ્યુંછે. તેના શિવાય રાગ નામનું કોઈ પ્રાણી નથી તેથી તેની બાયડી પણ નથી.

मालश्री त्रिवणी गौरी केदारी मधुमाधवी ।
ततः पहाडिका ज्ञेया श्रीरागस्य वरांगणाः

માલશ્રી, ત્રિવેણી, અથવા ત્રિવણી, ગૌરી, કેદારી, મધુમાધવી, પહાડિકા અથવા પાહાડી;—એઓ શ્રી-રાગની ભાર્યાછે.

દેશી, દેવગિરી, વરાડી, તોડી, લલિતા, હિન્દોલી તેઓ વસન્ત રાગની ભાર્યાછે.

ભૈરવી. ગુર્જરી, રામાક્રિરી, ગુણક્રિરી, બંગાલી, સૈન્ધવી,—એઓ ભૈરવ રાગની સ્ત્રીઓછે.

વિભાષી, ભૂપાલી, કર્ણાટી, બડહંસિકા, માલવી પટમંજરી—એઓ પંચમ રાગની સ્ત્રીઓછે.

મલ્લારી, સૌરટી, સાવેરી, કૌશિકા, ગાંધારી, હરશૃંગારી—એઓ મેઘની ભાર્યાછે.

कामोदी चैव कल्याणी आभीरी नाटिका तथा ।

सारंगी नटहम्बीरा नट्ट नारायणांगना: ॥

કામોદી, કલ્યાણી, આભિરી, નાટિકા, સારંગી, નટ્ટ હંબિરા,—એવો નટ્ટનારાયણની સ્ત્રીઓ છે. આ ૩૬ રાગિણી છે. *

## નૃત્ય

નાચ મનુષ્યનો સ્વભાવસિદ્ધ છે, અને પ્રાચીન કાલમાં કે હમણાના સુધરેલા કાલમાં એ ચાલેછે. પ્રાચીન કાલના જંગલી નાચો હમણાં સુધરેલા કાલમાં નાના પ્રકારના રૂપાન્તરથી સુધરેલ મંડલની ઉત્તમ રીતિનો એક મોટો અંગ તરીકે થયો છે. પૃથ્વીની સઘળી જાતિઓમાં નૃત્ય હમેશાંથી ચાલતો આવેછે. સર્વ જાતના ધર્મ ગ્રન્થમાં નૃત્યનું વર્ણન છે. મહાદેવ પોતે નૃત્ય કરતા હતા, સ્વર્ગમાં ગન્ધર્વ કન્યાઓ નૃત્ય કરીને દેવતાઓને ખુશ કરતી હતી મહર્ષિ ભરત નાટક શાસ્ત્રનો રચનારોછે, તેજ સ્વર્ગમાં અપ્સરાઓને નૃત્ય શીખાડતો હતો. દેવમંદિરમાં પ્રદક્ષિણા ફરીને નૃત્ય કર્યાથી મહાપુણ્ય થાયછે અને ચૈતન્યદેવ વૈષ્ણોને હરિનું નામ ઉચ્ચા-

---

† ૭ રાગ છત્રીશ રાગિણી તરીકે પ્રસિદ્ધ છે તે આજ છે. પરન્તુ પછવાડેના સંગીતાચાર્યોએ તેમાં ઘણો વધારો કર્યાથી હમણા અસંખ્ય રાગરાગિણી થઇ છે.

રણ કરીને નૃત્ય કરવામાં વિશેષ ઉપદેશ આપતો હતો.

અતિ પ્રાચીન કાલમાં ગ્રીકો ઉત્સવને ટાણે નૃત્ય અને ગાતાં ગાતાં ગામના દેવતાના મંદિરની પ્રદક્ષિણા કરતા હતા. યાહુદીઓમાં નૃત્ય અતિ પ્રાચીન કાલમાં પણ ચાલતું નથી. ઇજ્રેલો શુકી રેતીવાળી જમીનની પેઠે સાગરપાર થયા, તેથી મોસેસે અને મિરાએમે આનન્દધ્વનિથી નૃત્ય કર્યું હતું. ડેવિડે પણ નૃત્ય કર્યું હતું. ગ્રીકોનું નૃત્ય અભિનય રીતિની અંદર સમાયલું હતું. તેઓનું ઇઉમિનિડેશનું એટલે ભયાનક રસનું નૃત્ય થતું જોઇને પુષ્કળ મનુષ્યોના હૃદય ત્રાસ પામતા હતા. ગ્રીક શિલ્પવિદ્યાવિશારદોની પથ્થરની મૂર્તિમાં નૃત્યના વિવિધ ચાળા દેખાડવામાં આવ્યા છે. હોમર, આરિસ્ટાટલ, પિંડારે પોત પોતાના ગ્રંથોમાં નૃત્યનું વિશેષ વર્ણન લખ્યુંછે, વિશેષ કરીને આરિસ્ટાટલે નૃત્યની વિવિધ પ્રકારની રીતિ શોધીને પ્રોઇટીકસ ગ્રંથોમાં લખ્યુંછે સ્પાર્ટનો લઢાઇની વેળાએ નૃત્ય કરવાને માટે પાંચ વર્ષની ઉમ્મરથી નાચતાં શીખતા હતા અને તેઓ તેને માટે ઉત્તમ પ્રવીણ શિક્ષકની પાસેથી શીખતા હતા. તેઓની લઢાઇના એ નાચનું નામ પાઇરિક નૃત્ય છે. પ્રાચીનકાલથી જા-

હેર જગાએ નૃત્ય, ધંધો રોજગાર કરનાર નહોથી દેખાડવામાં આવતું નથી. પ્રતિષ્ઠિત રોમનો ધર્મ-કાર્યના શિવાય ખુશીને માટે નૃત્ય કરતા નહોતા. ખુશીને માટે નૃત્ય ધંધા રોજગારીઓની પાસેથી કરાવતા હતા. (મશરની નાચનારીનું નામ આલમી છે, તેઓ સારી સારી કવિતા ગાતાં ગાતાં નૃત્ય કરેછે, એની જોડે હિંદુસ્થાની નાચનું સરખાપણું છે.

યુરોપિયનોમાં બાલનામથી ઓળખાતું નૃત્ય આબરૂદાર વર્ગથી લઇને સાધારણ માણસોમાં પ્રવર્તે છે. કોઈ સ્ત્રી અથવા પુરૂષ બૉલમાં નાચી ન શકે, તો તે વગર કામની ગણાયછે,—સુધરેલા મંડળ માં મળવાને લાયક ગણાતી નથી. બૉલના નાચો જૂદા જૂદા પ્રકારના હોયછે, જેમ કે પોલકા, કઉડ્રિલ, કનટ્રિડાનસ, ઇત્યાદિ, એના શિવાય અભિનય કાર્યમાં પુષ્કળ જાતના નાચોછે જેમકે બૅલેટ, પેન્ટોમાઇમ ઇત્યાદિ. અમે અહિંઆં બીજા દેશના કોઈ નૃત્યનું વર્ણન ન કરતાં સંસ્કૃત શાસ્ત્રને આધારે પ્રાચીન અને મધ્યકાલના આર્યજાતિના નૃત્યનું વર્ણન લખવામાં પ્રવૃત થઇએ છીએ.

આપણા પુરાણ અને ધર્મશાસ્ત્રમાં નૃત્યનું નામ જોવામાં આવેછે, જેમકે માર્કંડેય પુરાણમાં—

नृत्येनालमरुपेन सिद्धिर्नाटयस्य रुपतः ।
चार्विधिष्ठानवन्नृत्यं नृत्यमन्यद्विडम्बन ॥

આ શ્લોકથી રૂપ વગરના નટ અથવા નટીના નૃત્યની નિન્દા કરેછે.

વરાહ પુરાણમાં—" नृत्यमानस्य वक्ष्यामि फलं यच्च वसुन्धरे ॥" ઇત્યાદિ વાક્યથી શૌકર માહાત્મ્ય-માં નર્તકની ગતિ વર્ણવેલીછે.

અગ્નિ પુરાણમાં—" दृष्ट्वा सम्पूजितं देवं नृत्यमानाऽनुमोदयेत् ।" એટલે દેવતાની પૂજા જોઇને યથાશાસ્ત્ર નૃત્યથી હર્ષનો વિસ્તાર કરવો.

વિષ્ણુ પુરાણમાં—" यो नृत्यति प्रहृष्टात्मा "—" नृत्य दत्वा तपाप्नोति रुद्रलोकम संशयम् "—नृत्यतां श्रीपतेरग्रे तालिका वादनैर्भृशम् ॥" જે માણસ હૃષ્ટચિત્તથી નૃત્ય કરેછે—" દેવ દેવીની પૂજામાં નૃત્ય કર્યાથી રૂદ્ર લોકને પ્રાપ્ત થાયછે "—સ્વયં નૃત્ય દ્વારા દેવની પૂજા કર્યાથી પરલોકમાં તે દેવનો સોબતી થાયછે

રામાયણમાં તથા શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધમાં નૃત્યનું વિસ્તાર પૂર્વક વર્ણનછે. મહાભારતના વિરાટ પર્વમાં લખ્યું છે કે અર્જુન સારો નાચનારો હતો અને એને લીધે તે વિરાટના અન્તઃ

પુરમાં સ્ત્રીઓને નૃત્ય શીખાડવાને મુકરર થયો હતો.

સ્મૃતિમાં નટનું અથવા નટીનું અન્ન અગ્રાહ્ય તરીકે આજ્ઞા લખીછે જેમકે—

रजकश्चर्मकारश्चनटो वरुड एव च ।

( यम स्मृति )

એટલે રંગનાર, મોચી નટ વગેરે સાત જાતિ ઘણીજ હલકીછે. એઓનું અન્ન ખાધાથી પ્રાયશ્ચિત કરવું જોઇએ. આવી રીતનું મનુસ્મૃતિ વગેરે સર્વ સ્મૃતિમાં નટ જાતિનું અને નાટક ઉપર જીવનારનું વર્ણન છે, તેથી નૃત્ય ચર્ચા હિંદુસ્તાનમાં ઘણી પુરાતન છે.

તાલ, માન, રસનો આશ્રય કરીને અવિલાસ શરીરના ચાળા કરવાનું નામ નૃત્ય છે, જેમ કે—

देवरुच्या प्रतीतो यस्तालमानरसाश्रयः ।
साविलासोऽङ्ग विक्षेपो नृत्यमित्युच्यतेबुधैः ॥

( संगीत दामोदर )

જે દેશની જેવી રૂચિ હોય તે પ્રમાણે તાલમાન રસનો આશ્રય કરીને વિલાસવાળા અંગના ચાળાનું નામ નૃત્ય છે, જેમ કે—

देशरुच्या प्रतीतोयस्तालमानरसाश्रयः ।
सविलासांगविक्षेपो नृत्यमित्युज्यते बुधैः ।

નૃત્ય બે જાતના છે, તાંડવ અને લાસ્ય. પુરૂષના નૃત્યને તાંડવ અને સ્ત્રી નૃત્યને તે લાસ્ય કહે છે; જેમ કે—

स्त्री नृत्यं लस्यमाख्यातं पुंनृत्यं तांडव स्मृतं ॥

( संगीत नारायण )

તાંડિ નામના મુનિએ તાંડવ નાચની રીતિ લખી હતી, એ ભરત માલિકે અમરકોષની ટીકામાં વિસ્તારપૂર્વક લખ્યું છે. તાંડવ અને લાસ્ય એ જાતનાં નૃત્ય વળી બે બે જાતના છે. બે જાતનાં તાંડવનું પહેલું નામ પેખલિ છે અને બીજાનું નામ બહુરૂપ છે, જેમકે—

तांडवंच तथा भास्य द्विविध नृत्यं मुच्यते ।
पेखलिबहुसपंच तांडवं द्विविधं मतम् ।

( संगीत दामोदर )

અભિનય વિના અંગવિક્ષેપને જ પેખલિ કહેવાય છે, વળી છેદભેદ વગેરે પુષ્કલ જાતના અભિનયથી જે અંગવિક્ષેપ કરવામાં આવે છે તેને બહુરૂપ કહે છે.

લાસ્ય નૃત્ય બે જાતનાં છે. એકનું નામ છુરિત, બીજાનું નામ યૌવત છે. ભાવ રસાદિવાળા અભિનયથી નાયક નાયિકા બેઉ પરસ્પરને આલિ-

ગન ચુમ્બનાદિથી જે નૃત્ય છે તેને છુરિત કહેવામાં આવે છે, અને કેવળ નર્ત્તકી પોતે જે લીલાથી નૃત્ય કરે છે તેને યૌવત કહે છે જેમ કે—

छुटितं यौवतंचेति भास्य द्विविधमुच्येत ।
यत्राभिनयनै र्भावरसैराश्लेषचुम्बनैः ।
नायिका नायके रंगे नृत्यतंश्छुरितंरि तत् ।
मधुरं वह्वलीलाभि–र्नटीभि–र्यत्र दृश्यते
वशीकरणाविद्याभ तल्लास्यं यौवतं मतम् ।

संगीत दामोदर.

જેટલી પ્રકારના વિશેષ વિશેષ નૃત્ય છે તે બધાનું સાધારણ નામ નર્તન છે. ટૂકામાં ચિત્ત રંજક અંગ—વિક્ષેપનું નામ જ નર્તન છે જેમ કે નર્તક નિર્ણયમાં લખ્યું છે.

अंगविक्षेपवौशिष्य जन चितातुरंजनम् ।
नटेन दर्शितं यत्र नर्त्तन कथ्यते तदा ॥

સાધારણ નર્ત્તનના ત્રણ પ્રકાર છે, નાટય, નૃત્ય અને નૃત. જેમ કે—

नाट्यं नृत्यं नृत्तमिति त्रिविधं तत्प्रकीर्तितम् ॥

નાટય.

नाटकादि कथा देश वृत्ति भाव रसाश्रयं ।
चतुर्थाभिनयोपेतं नाट्यमुक्तं मनीषिभिः ॥

નાટકાદિ એટલે દૃશ્ય કાવ્ય અને તદ્દગત વાત, દેશ, વૃત્તિ, ભાવ અને રસાદિ ચાર પ્રકારના અભિનયથી દેખાડ્યાથી તેને નાટક કહેવામાં આવેછે.

નૃત્ય.

अपुस्तसर्वाभिनय–संपन्नं भाव भूषितं ।
सर्वांगसुन्दरं नृत्यं सर्व लोकमनोहरम् ॥

કોઈ આખ્યાયિકા પુસ્તકની અંદર નથી, પડદાને આધીન નથી, તોપણ રસ ભાવાદિથી વિભૂષિત અને તેવા રસ ભાવાદિ અભિનયથી દેખાડ્યાથી તેને નૃત્ય કહેવામાં આવે છે. એ સર્વ રીતે સુન્દર થયાથી સર્વ લોકોને પસંદ પડે છે. આ નૃત્યનાં લક્ષણ હિંદુસ્તાની તાયફાવાળીમાં ઘણાં ખરાં જોવામાં આવે છે.

નૃત.

हस्तपादादिविक्षेपैश्चमत्कारांगशोभित ।
त्यक्त्वाभिनयमानन्दकरं नृत्तं जनप्रियम् ॥

અભિનયના વિના ચમત્કાર જનક અંગવિક્ષેપ વિશેષનું નામ નૃત છે. આ નૃતના ત્રણ જાતના ભેદ છેઃ જેમ કે—

नृत्ते भेदत्रयं चास्ति त्रिषमांविकंट लघु ।

વિષમ.

शस्त्र शंकट रज्वादि भ्रमणं विषमं हि तत् ।

શસ્ત્ર શંકટમાં અને દોરડામાં ફરવું વગેરે જાતનું નામ વિષમ નૃત છે. આ નૃત્ય મદ્રાસી બાજીગરોમાં જોવામાં આવે છે.

વિકટ

विरुपतोऽङ्गवेशादिव्यापारं विकटं मतम् ।

વૈરૂપ્યજનક વસ્ત્રાંલકારદિ વ્યાપારને વિકટ નૃત્ત કહે છે.

લઘુ

उपेतं करणैरन्यै रात्प्लुतोद्यैर्लघु स्मृतं ।

થોડી વસ્તુ અવલંબીને ઉત્પ્લુતાદિ ગતિ વિશેષનુ નામ લઘુ નૃત છે. આ નૃત્ય રાસધારીમાં જોવામાં આવે છે.

---

## નવલ કથાથી લાભ.

પુષ્કળ સાધુ પ્રકૃતિના સદ્બુદ્ધિવાન માણસો નવલકથા એટલે વાર્તાના પુસ્તકોનું નામ સાંભળ્યાથી જ કાનમાં હાથ મૂકે છે. નવલકથા વાંચવી એ તેઓની આંખમાં હૃદયના અમંગળનો એક રસ્તા તરીકે જણાય છે. જે કોઈ જાતના અધ્યય નથી બુદ્ધિને કંઈ પણ પરિશ્રમ પડતો નથી, મન

પ્રકૃતિનું કંઈ ખરેખરૂં સત્ય મેળવી શકતું નથી, હૃદયમાં કોઇ કાયમ ભાવનો આવિર્ભાવ થતો નથી, તે જ તેઓ અનિષ્ટકારક સમજે છે. તેઓનું આ કહેવું અમારી આગળ ઘણું જ નકામુ જણાતુ નથી, પરન્તુ જ્યારે તેઓ જરા આગળવધીને નવલકથાને પાપની ઉત્પત્તિ કહીનો તિરસ્કાર કરવા ચાહે છે ત્યારે અમે તેઓની જોડે ચાલી શકતા નથી. નવલકથાના જગતમાં એવા પણ પુષ્કળ આશ્ચર્યકારક પુસ્તકો છે કે, જે ઘણા ખરા પ્રચલિત પુષ્કળ ધર્મ વિષયના પુસ્તકોનાં કરતા વધારે ઉપકારજનક છે. પુષ્કળ નવલ કથા લખનારાઓએ બરાબર કવિનો પીછી લઇને મનુષ્ય મનનો મહિમા, સતીની છબિ, સહનશીલતાની તસવીર એવી તો આશ્ચર્યરૂપથી ચિતરી છે કે, તે જોયાથી લાભ થાય છે કેટલીક નવલકથામાં દુઃખની એવી વાર્તા લખેલી છે કે તે વાંચ્યાથી હૃદયમાં દયા ઉત્પન્ન થયા શિવાય રહી શકતી નથી, આંખમાં બળજોરીથી આંશુની ધારા લાવે છે. અમે કબૂલ કર્યા શિવાય રહી શકતા નથી કે આવી ઉન્નત નવલ કથા વાચ્યાંથી આપણા હૃદયમાં કલ્યાણની સંભાવના છે.

## ખરાબ કાવ્યથી નુકશાન.

બધા કબુલ કરશે કે, ઘણાં અશ્લીલ અને ખરાબનીતિવાળાં પુસ્તકો છુપાવેશથી કાવ્ય અને નવલકથાના રાજમાં પ્રવેશ કરીને પુષ્કળ હૃદયનું સત્યાનાશ વાળ્યુંછે. છાપખાનાના મોઢામાં આવું બહુ નરક નીકળ્યુંછે. અને હજી પણ નીકળેછે, તેનો સુમાર કાઢી શકાતો નથી. આ જાતના કેટલાક પુસ્તકો ઘણાજ સરલ હોયછે, અન્તરમાં અને બહારમાં પાપથી ભરેલા હોયછે. જોતા જ તેઓની ખરાબ મૂર્ત્તિ માલમ પડેછે. કેટલાક વળી ભયાનક વંચક હોયછે. સુતીક્ષ્ણ આંખથી નહિ જોયાથી તેઓની કપટની જાળ ભેદવી કઠણ પડેછે. જનમંડળની દુર્નીતિ સુધારવાનું તેઓનું જાહેરમાં લક્ષ હોયછે પરન્તુ છુપુ લક્ષ તેનાથી ઉલટું હોયછે. પાપની ખરી છબિ દેખાડવાના બહાનાથી એઓ જનમંડળના ખરેખરા અથવા કલ્પિત પાપોને ચિતારીને પહેલાં વાંચનારની આંખને ખેંચે છે, અને જોય છે કે, હૃદયને અધિકાર કર્યો છે, ત્યારે અમૃતને નામે ઝેર એની નસોમાં પ્રવેશ કરાવેછે. સુખસ્પૃહાને વશીભૂત થઇને કેટલી જગાએ સ્ત્રી પુરૂષ, છોકરા છોકરી આવા ઝેરના પાનથી મૃત્યના મુખમાં

પડ્યાંછે. શિક્ષિત નામનું જનમંડળ જ ભૂત અને વર્તમાનની સાક્ષી આપેછે. અમે દૃષ્ટાન્ત આપીને કલમને કલંકિત અને વાંચનારાના ચિત્તને દુઃખી કરવા ઇચ્છતા નથી. પરન્તુ કેળવણી પામેલાથી ઓળખાતા માણસોને અમે મનપૂર્વક વિનતિ કરીએ છીએ કે, તેઓ જીવનની સર્વદાની સુખસંપદને ક્ષણિક સુખના કરતાં ઘણે દરજ્જે અમૂલ્ય તરીકે સમજવી જોઇએ- હાલની ઘડિની આગળ અનન્ત કાલને બલિદાન કરવામાં તેઓએ શું ભય કરવો ન જોઇએ? જેઓની કલમથી આ સર્વ ખરાબ વસ્તુઓ નીકળે છે, જેઓની શીખામણથી તેઓ આ બધી ખરાબ વસ્તુની જોડે પરિચિત થયાછે, કબુલ કરવું જોઇએ કે, એઓ તેઓના મોટા દુશ્મન છે અને પ્રકૃતિના મોટા કાવાદાવા કરનારાઓ છે. જો કોઈ શક્તિવાન બાદશાહ પૃથ્વીના સઘળા ખરાબ પુસ્તકોને, અશ્લીલ કાવ્યનાટક નવલકથા દુનિયામાં જેટલી હોય તેને એક જગાએ એકઠી કરીને બાલી નાંખે તો આ પાપ નાશન યજ્ઞના ધૂવાડાથી પૃથ્વીનું કેટલું મંગલ થાય તેની કલ્પન પણ કરી શકાતી નથી.

## સમાપ્ત.